# ૫૯—શીતળા અને ગોવરૂ*.

**કારણ:**—તીખું, ખાટું, ખારૂં, કડુ અને ઉભાઈ ગએલું અન્ન અને વિષાદિકોએ દુષ્ટ થએલું અન્ન સેવન કરવાથી વાતાદિ દોષ કુપિત થઈ, દુષ્ટ થએલા રક્ત (લોહી)માં મળી, શરીરને ઠેકાણે મસૂર જેવી અને અડદ જેવી ફોડકીઓ ઉત્પન્ન કરે છે, તેને મસૂરિકા કિંવા શીતળા કહે છે એ રોગમાં તાવ, ચળ, અંગ ફુટવું, ભ્રમ, ચામડીના ઠેકાણે સોજો, એ લક્ષણો થાય છે. જેમ શીતળા આવે છે તેમ ગોવરૂ એટલે ઓરી પણ આવે છે ગોવરૂ એ ફક્ત બાળકનેજ આવે છે શીતળા મોટા માણસને પણ આવે છે. શીતળાના રોગોમાં સ્વચ્છતા વધારે રાખવી.

**ઉપચાર:**—(૧) કડવા પટોળા, કડવો લીમડો, કડુ, નાગરમોથ અને અરડુસીનો કાઢો આપવો, એટલે અપક્વ શીતળા હશે તો પાકી થઈ તેનું શોધન થાય છે (૨) બોરડીના પાંદડાનો રસ ભેસના દૂધમાં આપવો (૩) ગોરોચન ભેંસનું ઘી અથવા ભેસના દૂધમાં શક્તિ પ્રમાણે ૩ દિવસ આપવું અથવા ઘોડીનું દૂધ પાવું એટલે શીતળા બાર નિકળે છે (૪) ગળ, હીંગ અને લસણની ધુણી આપવી એટલે ક્ષતમાં કીડા પડતા નથી (૫) ગોવરૂ અને શીતળાનો બાળકના શરીરે દાહ ઉઠે છે તે નીકળી જવા માટે ગુલકંદ આપવો, ગોખરૂનું ચૂર્ણ ઘી સાકરમાં આપવું, ગાયના ચોકખા દૂધમાં ઘી અને ખડીસાકર નાખી તે આપવું, ગાયના માખણમાં જીરાની ભૂકી અને ખડીસાકર નાખી તે આપવું (૬) જોરાનું પાણી અથવા પોઇંગના પાન ઉપરનું પાણી આપવું (૭) શીતળામાંના ફોલ્લા ફુટી દાહ થાય છે તેના ઉપર છાણાંની રાખ વટાણા અને રાતા ગેરુનું ચૂર્ણ લગાવવું એટલે સુકાય છે (૮) કડવા પટોળા, ગળો, નાગરમોથ અરડુસી, ધમાસો, કરીઆતું, કડવો લીમડો, કડુ અને પિત્તપાપડાનો કાઢો આપવો આ કાઢો આમમસૂરિકાને શમાવે છે અને પાક થયો હોય તો તેનું શોધન કરે છે તેમજ દાહ, જ્વર, વિસર્પ, વ્રણ અને પિત્તવ્રણ ઉપર પણ આપવો. શીતળાનો તાવ શાંત કરવા માટે આના જેવું બીજું ઉત્તમ ઔષધ નથી. (૯) આંખોમાં શીતળા આવવાથી કાસડાના બિયા અને જેઠીમધના કાઢાએ આંખો ધોવી (૧૦) કડવા લીમડાના પાંદડાના કાઢાથી શીતળાના વ્રણ ધોવા. (૧૧) વડ, ઉંબરો, પીંપળી, પીંપર અને નાદરૂખીનું ચૂર્ણ, વહેનાર શીતળા ઉપર નાખવું કિંવા છાણાની રાખ અથવા છાણાનું ચૂર્ણ નાખવું

---

* શીતળાના ફોડલા મસૂરની દાળ જેવડા થાય છે કોઇ કોઇને એથી નાના અથવા મોટા પણ થાય છે એ નાના છોકરાથી માંડી ૮૦ વરસના ડોસાને પણ આખી ઉમ્મરમાં એકાદ સમય થાય છેજ તેને માતા પણ કહે છે. માતાનો ભેદ ઓરી અને અછબડા છે ઓરીના દાણા બાજરી જેવા પણ સફેદ રંગના હોય છે અછબડા પણ તેનેજ મળતા પણ કાંઇક તફાવતવાળા હોય છે. આ બે દરદો બહુધા ૧૦ વર્ષની ઉમ્મર થયા પહેલાજ થાય છે

( ૧૨ ) ચાકવત ( ચીલ ) નો અથવા બ્રાહ્મીનો રસ મધમા આપવો. ( ૧૩ ) શીતળાએ આખમા ફુલ પડ્યુ હોય તો—મોગલી એરંડાના રસમા ઘોળી ચણોઠી ઘસી અંજન કરવુ ( ૧૪ ) આમલીના કચુકાનુ અને હળદરનુ ચૂર્ણ સમભાગે ટાઢા પાણીમા, કિંવા અરડુસીનો રસ અને જેઠીમધ અથવા ચમેલીનો રસ અને જેઠીમધ, એમાનુ એક ઓષધ શીતળાની વાત ગામમા આવતાજ આરંભે ત્રણ કિંવા ૭ દિવસ પ્રાશન કરવુ, એટલે તે પ્રાશન કરનારને શીતળા કોઇ દિવસ આવનાર નથી.

**વિશેષ ઉપચાર જુઓ વનૌ૦મા—શીતળા માટે.**—કારિયાતુ–૧૦,ટોકો–૧, બ્રાહ્મી–૩ શતાવરી–૨૨ **શીતળા એટલે માતા હલકા આવવા માટે.**—ઉબરો–૧૮, કેળ–૧૫, નારંગુ–૪, નાગલી–૨ બોરડી–૭, વાંદો–૨, સુરીણુ–૨ **શીતળા કદિ પણ ન થવા માટે:**—શિમળો—૧૭ **શરીરમાંથી શીતળાની ગરમી નીકળી જવા માટે:**—કાયમીર–૨ **શીતળાનો આજાર ન આવવા માટે**—અરડુસી–૧૫,આમલી –૮ **શીતળાના ક્ષતમાં કીડા ન પડવા માટે**—લસણ–૩ **શીતળાથી આખોમાં ફૂલ પડયુ હોય** તે માટે—ચણોઠી–૨ **શીતળા અને ગોવરૂ પેટમા ન જવા** માટે—ફુગ–૨ **શીતળા અને ગોવરૂથી શરીર ઉપર કાટા ન ઉઠે** તે માટે—આબાહળદર–૩ **શરીરમાંથી ગરમી અને ગોવરાનુ દુખ નીકળી જવા** માટે—પરિપાઠ–૨

જુઓ ગો વૈ૦મા—**શીતળા ફુટી નીકળેલા રોલ્લા** માટે—છાણની રાખ–૧ **શીતળાના તાવ** માટે—દૂધ–૧૪, માખણ–૪

જુઓ પ્રા૦ ઔ૦મા—**શીતળા થોડા આવવા** માટે—વાઘની ચરબી–૨ **શીતળાથી આખમા ફુલ પડે** તે ઉપર—ગધેડાનો દાત–૧

**પથ્ય.**—ચોખા, અણા મગ, મસુર, જવ, પડોળા, કારેલા, મરગવો, દાડમ, ધાતુવર્ધક અનપાન, શેલડી અને ઘી. **અપથ્ય.**—ગરમ, તીખુ, ખાટુ, શ્રમ, હવા.

# ૯૦—શૂળરોગ.

**કારણ:**—ઉદરમા વાયુનો પ્રકોપ થાય એટલે તે હૃદય, કુક્ષિ, પીઠ, પાસળી, ત્રુટી અને પેટની જગાએ શૂળ ઉત્પન્ન કરે છે

**શૂળના પ્રકાર:**—પૃથક્ દોષોવડે ત્રણ, સન્નિપાતવડે એક, આમવડે એક તથા દ્વંદ્વજવડે ત્રણ મળી આઠ પ્રકારના શૂળ થાય છે આ બધા શૂળની અદર ઘણુ કરી વાયુ પ્રબળ હોય છે શૂળના **પરિણામશૂળ અને અન્નદ્રવશૂળ** એવા બીજા પણ ભેદ છે ×

---

×લૌકિકમા શૂળ બે પ્રકારના મનાય છે, ઠુક અને ચુક જેથી પેટના ભાગ સિવાય બીજી જગાએ સોયો ઘોચ્યા જેવી પીડા થાય છે, તેને શૂળ અથવા ઠુક કહે છે, અને જ્યારે પેટના ભાગમાજ એવી પીડા થાય છે ત્યારે તેને ચૂક કહે છે. એ ચૂકનેજ આ ગ્રથમા પેટપીડના નામથી ઓળખાવેલ છે.

શૂળના રોગમા ઘણે ભાગે ઝાડો કબજ હોય છે માટે પ્રથમ તેનો ખુલાસો

**શૂળના ઉપદ્રવ:**—વેદના, તૃષા, મૂર્છા, મલબદ્ધતા, કફ શ્વાસ, હેડકી એ ઉપદ્રવો થાય છે

**ઉપચાર:**—( ૧ ) દશમૂળના કાઢામા એરંડતેલ, હીંગ અને સંચળ નાખી પાવો, એટલે પેટનુ ચડવુ અને શૂળનો નાશ થાય છે ( ૨ ) સુંઠ અને એરંડમૂળના કાઢામા હીંગ અને સંચળ નાખી પાવો, એટલે તત્કાળ શૂળનો નાશ થાય છે ( ૩ ) સંચળ, ગરમાળો બીડલોણ, સિંધવ અતિવિષ અને ત્રિકટુનુ ચૂર્ણ બીજોરાના રસમા આપવુ એટલે ગુલ્મ અને શૂળનો નાશ થાય છે (૪) એરંડમૂળ, ધાણા, બીડલોણ, અળસી, હરડે અને હીંગનુ ચૂર્ણ પાણીમા આપવુ એટલે શૂળ અને ગુલ્મનો નાશ થાય છે. ( ૫ ) પંચલવણ ( બીડલોણ, કાચલવણ, સિંધાલુણ, સંચળ અને મીઠુ ) સમભાગ લઇ આદાના રસમા પંદર દિવસ પચન કરવુ પછી તેની ચણા જેવડી ગોળી કરી તે વાતશૂળ ઉપર આપવી ( ૬ ) હીંગ તેલ અને સિંધવને ગોમૂત્રમા પચન કરી તેનો ડુંટી ઉપર લેપ કરવો. તે વેદનાયુક્ત શૂળનો નાશ કરે છે ( ૭ ) રીંગણી, ગોખરૂ, એરંડમૂળ, કુશ, કાસ અને શેરડીના મૂળનો કાઢો પાવો. ( ૮ ) ત્રિફળા અને ગરમાળાના મગજનો કાઢો સાકર અને મધ નાખી પાવો, તેથી કરી દાહ, પિત્તશૂળ અને પ્રદર દૂર થાય છે ( ૯ ) બીજોરાના રસમા ગોળ નાખી પાવો તે કફશૂળ, હૃદ્રોગ, વાતશૂળ અને ગુલ્મનો નાશ કરે છે ( ૧૦ ) કાયફળ પોખરમૂળ કાકડાશીંગ, નાગરમોથ સુંઠ, મરી, લીંડીપીપર અને કચોરનુ ચૂર્ણ આદુનો રસ [illegible]

કરાવવા શૂળ જ્યારે વાયુ અને કફના જોરથી થાય છે ત્યારે તેની સાથે ઉધરસ પણ ઉપડી આવે છે આવા પ્રસંગે પ્રથમ ઉધરસને શાંત પાડવી

**સંગૃહીત ઉપચાર**—( ૧ ) સુંઠ તોલો ૦॥ સંચળ તોલા ૦। સિંધવ તોલા ૨ મરી તોલો ૦॥ અને લીંડીપીપર તોલો ૦॥ લઈ ખાંડી એના બે ભાગ કરી તેમાથી એક ભાગ મધમા મેળવી ચટાડવો અને ઉપર ગરમ પાણી અથવા ફુદિનાનો રસ પાવો, એથી શૂળ મટે છે ( ૨ ) ચુંક ઉપર—હીરાહીંગ ટાંક ૧, સુંઠ ટાંક ૪ ખોડી અજમો ટાંક ૨ અને સંચળ ટાંક ૨ ખાંડી વાસી પાણી સાથે ફાકી આપવી અથવા પીપળીમૂળ, ઇંદ્રજવ, કાળીજીરી, મરી અને ઘોડાવજ એ સર્વ એકેક પૈસાભાર લઈ ખાંડી ફાકી કરવી તે મધ સાથે ચટાડવુ અથવા સુંઠ, સંચળ, હીંગ અને અજમો સમાન ભાગે લઈ ખાંડી ગોળમા ગોળી કરી ખાવી. અથવા કળથીના ઉકાળામા સુંઠ, હીંગ અને વડાગરૂ મીઠુ એનુ ચૂર્ણ નાખી તે ઉકાળો પીવો ( ૩ ) એરંડાના પાંદડાંનો રસ વાલ ૩, જવખાર વાલ ૧ અને હીંગ વાલ ૧ મેળવી આપવા ( ૪ ) હરણનુ શીંગડુ બાળી ગાયના દૂધમા પાવાથી સર્વાંગશૂળ જાય ( ૫ ) બીજોરાનો રસ ટાંક ૪ અને સિંધવ ટાંક ૨ પાવાથી છાતીનુ શૂળ જાય. (૬) સુંઠ સિંધવ અને હીંગ વાટી પાણી સાથે આપવુ અથવા ગળોનો રસ ટાંક ૪ મરી ટાંક ૧ નો ભૂકો નાખી પાવાથી છાતીનુ શૂળ જાય. ( ૭ ) પાણીમા પલાળી રાખવાથી નરમ થએલી એક ખારેક લઇ તેમાથી તેને ભાંગ્યા તોડયા વિના અંદરનુ બીજ ( ખખી ) કહાડી નાખી, તેમા સાબરસીંગ ઉપરથી ચપુવડે ઉતારેલી ઝીણી છોલ ભરી ભીનુ કપડુ વીંટી અગ્નિની ભોભરમા શેકી દરદીએ તે ખારેક ખાવી.

મધમા આપવુ, એટલે શળ, વાયુ, ઉલટી કામ શ્વાસ અને ક્ષય, એ રોગો દૂર થાય છે ( ૧૧ ) ચિત્રક પીપળીમળ, એરંડમૂળ સુંઠ અને ધાણાનો કાઢો, હીંગ સિંધવ અને બીડલોણ નાખી આપવો ( ૧૨ ) ગદ્દ અને ત્રિફળાનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ એ સર્વ રોગનુ નાશક છે ( ૧૩ ) અજમો, સિંધવ, હરડે અને સુંઠનુ ચૂર્ણ આપવુ તે મહાગ્નિ અને શળનો નાશ કરે છે. ( ૧૪ ) શતાવરીનો રસ મધમા આપવો ( ૧૫ ) એલચી હીંગ, જવખાર અને સિંધવનો કાઢો એરંડતેલ નાખી આપવો તે કમ્મર, હૃદય, ઉદર, નાભિ, પીઠ, કુક્ષિ મસ્તક અને કર્ણ એ ઠેકાણેના શળનો અતિ વેગથી નાશ કરે છે ( ૧૬ ) સુંઠના કાઢામા એરંડતેલ, હીંગ અને સંચળ નાખી પાવો. ( ૧૭ ) હરડે ૧ ભાગ સુંઠ ૧ ભાગ અને કાયફાનો મગજ ૩ ભાગ એનુ ચૂર્ણ એરંડતેલમા ઘુંટી આપવુ, એટલે નવ પ્રકારના શળનો નાશ થશે ( ૧૮ ) નારાયણ ચૂર્ણ આપવુ ( ૧૯ ) ક્ષાર યોગ ખાખરાના મળ, આસુંદરાની છાલ ધાવડીની છાલ, અઘેડા કેળનો ડોડો, તલ, હરણદોડી, ધતુરો, હળદર, ગળજાનો વેલો અરડુસી અને સુરણ એકત્ર કરી માટલામા ઘાલી જમીનમા ખાડો ખોદી તેમા છાણા નાખી રાખ કરવી તે રાખ પાણીમા મેળવી, પાણી ગાળી તે પ્રાશનાર્થ આપવુ એટલે હરસ આનાહવાયુ, મલબંધ, ગુલ્મ, કફ સંબંધી રોગ કમળો, વિદ્રધિ હૃદયશળ, પાંડુ, સંગ્રહણી, સોજો, શળ, સળેકમ, અગ્નિમાંદ્ય, ઉદરરોગ પીનસ, પ્લીહા અને પ્રમેહ ઇત્યાદિકોનો નાશ થાય છે જડ પત્થર જેવુ ભક્ષણ કર્યુ હોય તથાપિ આ ક્ષાર ભસ્મ કરી નાખે છે ( ૨૦ ) સુ સાજીખાર અને હીંગનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ તે ક્ષણમા સંપૂર્ણ શળનો નાશ કરે છે ( ૨૧ ) સંચળ, હીંગ અને સુંઠનુ ચૂર્ણ સમભાગ કરી ગરમ પાણીમા આપવુ તે કફ, વાતથી હૃદય કુખ, પીઠ અને પેટમા થએલુ શળ તથા વિષૂચિકાનો નાશ કરે છે મળાબંધ ઉપર જવના કાઢામા આપવુ. ( ૨૨ ) **ચિત્રકાદિ વટી**—ચિત્રમળ, મીઠુ, પહાડમળ, સુંઠ, મરી, લીંડીપીપર, કાચલવણ, સિંધવ બીડલોણ, સંચળ, જીરૂ, ધાણા જટામાસી, પીપળીમૂળ અને અજમો સમભાગ લઈ તેનુ સૂક્ષ્મ ચૂર્ણ કરવુ તે એકત્ર કરી તેને લીંબુના રસમા ખરલ કરી ગોળી કરવી તે હૃદયશળ, પાર્શ્વશળ આમશળ અરૂચિ અને ૮૦ પ્રકારના વાયુના વ્યાધિ, એ સર્વનો તુરત નાશ કરે છે ( ૨૩ ) સુંઠ, તલ અને ગોળનો કલ્ક દૂધમા કરી પાવો એટલે પરિણામશળ અને આમવાતનો નાશ થાય છે ( ૨૪ ) ઇંદ્રવારણીના મળ પાણીમા ઘસી તેમા સુંઠ, મરી અને લીંડીપીપરનુ ચૂર્ણ નાખી પાવુ. એ અત્યંત દુઃસહ શળનો નાશ કરે છે ( ૨૫ ) એરંડમળ, ચિત્રો નાનો શંખ મારોડી અને ગોખરૂ એ સમભાગ લઈ પુટમાં બાળી તેની ભસ્મ કરી પાણી સાથે પાવી ( ૨૬ ) પાણી ભરેલુ નાળીએર લઈ તેના મુખપર કાણુ પાડી તેમા મીઠુ ભરી બહાર માટી ચોપડી સુકવી છાણાના દેવતામા બાળવુ પછી બારિક ચૂર્ણ કરી લીંડીપીપરના ચૂર્ણ સાથે તે ચૂર્ણ શક્તિ પ્રમાણે ખાવુ એટલે પરિણામશળ, વાત, પિત્ત, કફ અને સન્નિપાતથી

શતાવરી–૪, પાર્શ્વશૂળ માટે—સમેરવો–૧૬ પૃષ્ઠ અને કટિશૂળ માટે—આમધ–૨૦ સમેરવો–૨

જુઓ પ્રા૦ ઔ૦ મા—શૂળ માટે—ગોકડાની લીંદ–૧ વાતશૂળ માટે—આખરસીંગ–૫ કટિગ્રહ. સંધીશૂળ અને હૃદયશૂળ માટે—હરિણશૃંગ–૧

**પથ્ય.**—એક વર્ષના જૂના ચોખા, તપાવેલું દૂધ પટોળ, સરગવો, કારેલા, મીઠું, સુવા, લસણ, કળથી, કેરી. **અપથ્ય:**—વિરૂદ્ધ અન્નપાન જાગરણ, વિષમાશન, રૂક્ષ, કડવા, તુરા, ઠંડા, ગુરૂ એવા પદાર્થોનુ સેવન, ઉદ્વેગ મૈથુન, મદ્ય, દ્વિદલ ધાન્ય ( તુવેર, વટાણા ઇત્યાદિ ) તીખા પદાર્થ શોક અને ક્રોધ

# ૬૧—સોજો.

**કારણ.**—વમન, વિરેચનાદિ શોધન, જ્વરાદિ રોગ તથા ઉપવાસથી કૃશ અને દુર્બળ થએલા માણસને ખાટા, ખારા, તીખા ઉષ્ણ તથા જડ એવા પદાર્થોનું સેવન દહીં અપક્વ અન્ન મૃત્તિકા, ભાજી સમુદ્રમાના મચ્છ વિષવડે દૂષિત થએલા અન્નનુ સેવન, મૂળવ્યાધિ, અવ્યાયામ, શોધન કરવા યોગ્ય દોષો થાય તો પણ તેનુ શોધન નહિ કરવુ, હૃદયાદિ મર્મસ્થાનને દોષોએ કરેલો ઉપઘાત, આમ ગર્ભપતનાદિ ખરાબ પ્રસૂતિ, વમનાદિ પંચ કર્મનો મિથ્યાયોગ એ સર્વ દોષો સોજાના કારણો છે *

* વાત પિત્ત, કફ, વાતપિત્ત, વાતકફ કફપિત્ત સન્નિપાત, વાગવાનો અને ઝેરનો એમ સોજો નવ પ્રકારનો ગણાય છે

**સંગૃહીત ઉપચાર.**—(૧) એરંડાની જડ, કાયફળ સુંઠ, લીંડીપીપર, સાજીખાર, જવખાર, હળદર, દેવદાર એ સમાન ભાગે લેવુ એ સર્વનો ત્રીજો ભાગ મંડૂર અથવા લવારની કોઢનો કાટોડો લઈ ખાંડી ગુગળે ચાળી તેની કાકી સવારે ટાંક ૧ ની લેવી, તો અનેક જાતના સોજા, પિંડરોગ તથા દમ એ મટે એ ઔષધ એક માસ સુધી લાગટ ફાકવુ ખટાઈ, આદીની ગરમી કરે એવી ચીજ, તમામ મીઠાઈ, મઠ તથા મીઠી ચીજની પરેજી રાખવી (૨) એરંડીયુ સોજા ઉપર ઘસે તો વાયુનો સોજો જાય પણ ગરમીનો હોય તો વધારે થાય (૩) નવો વાસ, સિંધવ અને હળદર એ સર્વેને ઘસી સોજા ઉપર ચોપડે તો આરામ થાય (૪) સોજો લાલ રંગનો હોય તો લોહીથી થયો છે એમ જાણવુ સોજામા બળતરા થતી હોય તો જળો મૂકાવી લોહી કઢાવવુ અને નીચલો મલમ ચોપડવો મહુડા તેલ ૦ા, હળદર પૈસા ૨ ભાર, સાજીખાર પૈસા ૨ ભાર, નીમક પૈસા ૧ ભાર, એ સર્વેને મીઠા તેલમા ઘુંટી મલમ કરવો અને તે દરદ ઉપર ચોપડવો અથવા સોજાવાળા ભાગ ઉપર તેની પટી મારવી, તેથી લોહીવિકારનુ દરદ મટી જશે લાગટ ૧૦–૧૫ દિવસ સુધી એ ઉપાય કરવાથી જલદી આરામ થાય. પણ લોહીવિકારનુ દરદ ન હોય તો લોહી કઢાવવુ નહિ. જો કઢાવે તો નુકસાન થાય સોજા ઉપર કુવારનો ગર્ભ ઘસે તો સોજો ઉતરે. (૫) એરંડાનુ મૂળ હિમજ, સિંધવ અને ત્રુસડાનુ મૂળ સમાન ભાગે તોલો ૦ા લઈ પાણી સાથે ફકાડવાથી હાથ પગનો સોજો ઉતરે. ૫૨—ચણાનો રોટલો, શેકેલા ચણા

# ૬૨—સ્ત્રીઓના રોગ.

## (૧) પ્રદર (ધુપાણી, વાંધુ, લોહીવા, રક્તસ્રાવ).

**કારણ.**—વિરૂદ્ધ ભક્ષણ, મદ્ય, અધ્યશન વિરૂદ્ધાહાર, અજીર્ણ ગર્ભપાત, અતિ મૈથુન, ઘણું ચાલવું અતિશોક ઘણા ઉપવાસ કરવા, જડ ભાર ઉચકવાથી કાષ્ઠાદિકના પ્રહારવડે, દિવસે સુઈ રહેવાથી એ સર્વ કારણોથી કફ પિત્ત, વાયુ અને સન્નિપાત એ ચાર ભેદોએ **પ્રદરરોગ** (પેશાબમાં ધાતુનું જવું) **થાય છે**

**પ્રદરનો ઉપદ્રવ.**—સર્વ પ્રકારના પ્રદરમા અંગ મરડાઈ જાય છે અને હાથ પગ તોડાય છે તે પ્રદર અતિ વધવાથી શક્તિ કમી થાય છે ચકરી આવે છે મૂર્ચ્છા આવે છે, તૃષા લાગે છે દાહ થાય છે રોગી સ્ત્રી બડબડ કરે છે અને અંગ પીળું અંકિત થાય છે આંખ ઝાંખી વળે છે અને **વાતજરોગ** આમપકાદિ લાગે છે **કફજ પ્રદર.**—ખાટો રંગ, પગ્ગોટાવાળો કિંચિત્ ધોળો ચોખાના ધોવરામણ જેવો સ્રાવ થાય છે એને **શ્વેતપ્રદર** કહે છે **પિત્તજ પ્રદર**—કિંચિત પીળો, નીલ કાળો રાતો અને કાદા જેવા પ્રદર વહે છે, તેમા દાહ, ચચરવું આદિ પિત્તની પીડા થાય છે અને તે પ્રદરનો વેગ ઘણો હોય છે **વાતજ પ્રદર.**—રૂક્ષ, રાતો, ફીણવાળો, થોડા થોડા માંસ ધોએલા પાણી જેવા પ્રદર વહે છે અને તેમા વાયુની પીડા થાય છે **ત્રિદોષજ પ્રદર**—જે પ્રદર મધ ઘી હરતાલ અને મજ્જાના રંગ જેવા અને દુર્ગંધીયુક્ત હોય છે તે **ત્રિદોષજ** જાણવા એ **અસાધ્ય** છે લોકો આ રોગના શ્વેત પ્રદર અને રક્ત પ્રદર એવા બે પ્રકાર માને છે

**શ્વેત પ્રદર ઉપર ઉપચાર**—(૧) કાળા ઉમરાના ફળનો રસ કાઢી મધમા પાવા એટલે **ધોળો** અને **રાતો પ્રદર** દૂર થાય છે પથ્ય દૂધ, ભાત (૨) ઓડી અઘાડીના મૂળનો રસ, લોધર અને મધ નાખી આપવા (૩) અરડુસાના પાંદડાનો કિંવા ગળોનો રસ મધમા આપવા (૪) રગતરોહીડાના મૂળનો કલ્ક મધમા આપવો (૫) કપાસના મૂળ ચોખાના ધોવરામણમા બે વખત વાટી પાવા અથવા ફળી કે નળી આપવા (૬) આમળાનો રસ કિંવા ચૂર્ણ મધમા આપવું (૭) દરરોજ સવારે અને રાત્રે ઉઘવાની વખતે ગાયના ૧૪ તોલા દૂધમા ૨૧ તોલા પાણી અને ૪ માસા સુંઠ નાખી કઢવી, પાણી બળી કેવળ દૂધ શેષ રહેવું અને તેમા ખડીસાકર નાખી તે પાવું (૮) ખડીસાકર અને ઉંબરાનું ચૂર્ણ ચોખાના ધોવરામણમા આપવું (૯) હાડકીના બિયામાનું મગજ ૧ તોલો અને વાળા કમળની કળીઓ ૧ તોલો બારિક વાટી તેમા જીરૂ અને ખડીસાકર નાખી ને સાત દિવસ આપવું (૧૦) અડદનો લોટ, જેઠીમધનું ચૂર્ણ, બોયભગાનું ચૂર્ણ મધ, સાકર અને ગાયનું દૂધ એ એકત્ર કરી આપવા. (૧૧) આમળાના બી પાણીમા વાટી તેમા સાકર અને મધ નાખી ૩ દિવસ આપવું (૧૨) નાગકેસર છાશમાં વાટી ત્રણ દિવસ આપવું અને છાશ ભાત ખાવા.

---

* ગોરખ આમલી નગ ૧ આખી લઇ તેના ગર્ભનો આટો તથા સાકર શેર ૦ાા અને કાગદી એલચી પૈસા ૨ ભાર એકત્ર કરી દિવસ ૧૪ પાણીમા આપવાથી મહાપ્રદર જાય. આ ઉપાય જૈન ગ્રંથમા છે.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—અનાડી–૭, અઘેડી–૧ અરડુસી–૮, આદુ–૨૬ આમળા–૧ ૪૧ કાકડી–૬, રગતરોહીડો–૩ કફ પ્રદર માટે—કાળો ઉમરડો–૩

**રક્ત પ્રદર ઉપર ઉપચાર**—(૧) અશોકની છાલનો કાઢો દૂધ અને પાણી મેળવી ક્ષીરપાક કરી ટાઢા થયા પછી પાવો તે **તીવ્ર રક્ત પ્રદરનો** નાશ કરે ( (૨) નાઈ સ્થાન ઉપરની વાવાઝીના ઉત્તર દિશાભણીના મળ ઉત્તરા ભાદ્રપદ નક્ષત્રમા લાવી લેવા અને તે કમ્મરે બાધવા (૩) કેવડાના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી સાકર નાખી આપવા (૪) તવખીર, ગળ અને ગેરૂનુ ચૂર્ણ ઘીમા આપવુ (૫) નાગકેસરની ભૂકી ઘીમા પલાળી રાખી સોપારી જેવડી ગોળી કરી બે વખત આપવી (૬) બાવળની શીંગો, બાળકરી, મોચરસના ઝાડની છાલ અને ગુંદીના બિયાના ચૂર્ણ એ એકત્ર કરી દૂધમા આપવુ (૭) ઉદરની લીંડીઓ બબાસલ તેજ દૂધમા નેગળી ૨–૩ દિવસ આપવી (૮) ખરી ગુદ રાત્રે પાણીમા ભીંજવી રાખી સવારે સાકર નાખી આપવા, એટલે રક્તપ્રદર અને પ્રમેહનો નાશ થાય છે (૯) જૂની ઈંટનુ ચૂર્ણ ૧ માસા, માયફળ ૩ માસા અને ગાયનુ ઘી અર્ધ તોલો એકત્ર કરી ૭ દિવસ આપવુ (૧૦) ખપાટના પાદડાનો રસ ૨ તોલા કાઢી તેમા નાગકેસરનુ ચૂર્ણ ૨ માસા નાખી ૭ દિવસ આપવુ (૧૧) કેસર, એલચી, જાયફળ વશલોચન, નાગકેસર અને શખજીરૂ એ સર્વનુ સમભાગ ચૂર્ણ કરી તે ૨ માસા ચૂર્ણ ૨ માસા મધ, ૬ માસા ગાયનુ ઘી અને ૩ માસા સાકરમા સેવન કરવુ એટલે **રક્તપ્રદર, રક્તપ્રમેહ, રક્તાર્શ** એ રોગો દૂર થાય છે આ ઔષધ બે વખત ખાઈ ઉપર ગાયનુ તપાવેલુ દૂધ સાકર નાખી પાવુ. (૧૨) પાનની જડ એક અધો તોલા ઘીમા દરરોજ સવાર સાંજ ખાવુ એ ખાવાથી પેટને ટાઢુ પડે તો તુરતજ કેળાની અદર મધ નાખી લેવુ એટલે **રક્તપ્રદર અને ધાતુવિકાર** દૂર થાય છે સાખરૂડના (પડવાસના) ફળ તલના તેલમા ૩ માસા આપવા એટલે સર્વ પ્રકારના પ્રદરોનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—આસોપાલવ–૬, એલચી–૫, કાળો ઉમરડો–૨ કેવડાનુ ઝાડ–૬ તવખીર વૃક્ષ–૮, નાગકેસર–૪, ૬ નાની અરણી–૧. માયફળ–૧૧ કડવા લીમડો–૨૦ જુઓ પ્રા૦ઔ૦મા—મીણ–૪

**સર્વ પ્રદરો ઉપર ઉપચાર.**—( ૧ ) નવા થએલા પ્રદર ઉપર એરડ-તેલનો જુલાબ આપવા અને દરરોજ સુઘ રહેતી વેળાએ ગાયના તપાવેલા દૂધમા ખાંડ અને થોડી સુદની ભૂકી નાખી તે પાવુ ( ૨ ) ડાભના મૂળ ચોખાના ધોવરામણમા વાટી ત્રણ દિવસ પાવા ( ૩ ) ત્રિફળા સુઠ, દારૂહળદર અને લોધ-નો કાઢો મધ અને લોધરનુ ચૂર્ણ નાખી આપવો તે ત્રિદોષજ પ્રદરનો નાશ કરે ( ૪ ) ઉમરાના ફળનુ ચૂર્ણ કરી, તેમા સાકર અને મધ નાખી મોદક કરીને આપવા ( ૫ ) દારૂહળદર, રસાજન, અરડુસી, નાગરમોથ, કરીઆતુ, ભિલામા ( સુકા બીલા ) અને ભિલામાનો કાઢો મધ નાખી પાવો ( ૬ ) ભિલામાગીના મૂળ ચોખાના ધોવરામણમા ત્રણ દિવસ પાવા, એટલે તે દુસ્સાધ્ય

પ્રદરની શાંતિ કરે છે ( ૭ ) ધાવડીના ફૂલનો કાઢો ત્રણ દિવસ પાવો અથવા પાનનો રસ સાકરમાં પાવો ( ૮ ) ત્રિફળા દેવદાર વજ, અરડુસી, ધરો, પીડવણુ અને અગાદાણાનો કાઢો મધ નાખી પાવો ( ૯ ) કાટાસરીઆના મૂળ મહુડાની છાલ, ધોળુ ચંદન અને જેઠીમધ વાટી ચોખાના ધોવરામણમાં પાવુ ( ૧૦ ) કાકી અને વાસના પાદડા વાટી તે કલ્ક મધ નાખી આપવો ( ૧૧ ) તાદળજાના મૂળીઆ અથવા અશોકની છાલ ચોખાના ધોવરામણમા વાટી તેમા મધ અને રસાજન નાખી તે આપવુ ( ૧૨ ) ઉદરની લીંડીઓ, ધાવડીના ફૂલ અને હીંગબોળ સમભાગ લઈ ચૂર્ણ કરી તે એક તોલો આપવુ, એટલે સાત દિવસમા સર્વ પ્રકારના પ્રદરનો નાશ થશે ( ૧૩ ) ગોરણીના પાદડાનુ ચૂર્ણ ઘીમા આપવુ- એટલે વાયુયુક્ત પ્રદર દૂર થશે ( ૧૪ ) દારૂહળદર, ભિલામો લાજાળુ તલના ફૂલ અને રસાજનના કાઢા આપવા ( ૧૫ ) મોચરસના ઝાડની છાલનુ ચૂર્ણ દૂધમા આપવુ ( ૧૬ ) દારૂહળદરના કાઢામા ૩ માસા શિલાજીત નાખી ૭ દિવસ આપવુ ( ૧૭ ) ખારેકો ભાગી ઘીમા તળી તેમા ગોપીચંદનની ભૂકી નાખી તે આપવી ( ૧૮ ) જાસુદીના ફૂલની કળીઓ, સવાર સાજ ચાર પાચ લઇ ૬ માસા ખડીસાકરમા આપવી અને ઉપર ૭ તોલા દૂધ સાકર નાખી પાવુ, એટલે પ્રદર અને ધાતુવિકાર દૂર થઇ પુષ્ટિ આવે છે ( ૧૯ ) આસોદનુ ચૂર્ણ ગાયના દૂધમા સાકર નાખી બે વખત આપવુ એટલે પ્રદર અને ધાતુવિકાર દૂર થઇ શક્તિ આવે છે ( ૨૦ ) જાસુદીના મૂળ ગાયના દૂધમા ઘસી સાકર નાખી સવાર સાજ બે વખત આપવા, એટલે પ્રદર, ધાતુવિકાર, રક્તાર્શ એ રોગો દૂર થઇ પુષ્ટિ આવે છે ( ૨૧ ) ગુલાબના તાજા ફૂલ સવાર સાજ ૫ લઇ સાકર સાથે ખાઇ ઉપર ગાયનુ દૂધ પીવુ એટલે પ્રદર, ધાતુવિકાર, મૂત્રવિકાર પિત્ત અને રક્તાર્શ એ દૂર થઇ ઝાડો સાફ થાય છે ( ૨૨ ) બકુલના ( બોરસલીના ) ઝાડના તાજા ફૂલ એક તોલો લઇ તેમા ત્રણ ચાર બદામ નાખી સાકર સાથે તે બે વખત ખાવા આપવા અને તે ઉપર ટાઢુ પાણી ૧ તોલો પાવુ, એટલે પ્રદર અને ધાતુવિકાર એ રોગો દૂર થાય છે ( ૨૩ ) સવાર સાજ સાલમમિશ્રી, સફેદ મુસળી અને પંજાબીમિશ્રી ( પંજાબી સાલમ ) નુ સમભાગ ચૂર્ણ ૩ માસા લઇ દૂધમા સાકર નાખી આપવુ, એટલે પ્રદર અને ધાતુવિકાર એ રોગો દૂર થાય છે ( ૨૪ ) ધોળી જાસુદીના મૂળ, કમળકદ ધોળી રોમળનો કદ અથવા છાલ, એની ૭ માસા વસ્ત્રગાળ ભૂકી નિત્ય સવાર સાજ ગાયના દૂધમા સાકર નાખી આપવી, એટલે **પ્રદર** અને **ધાતુવિકારનો** નાશ થાય છે ( ૨૫ ) કુલડીમા ૪ ભાગ ગોપીચંદન અને ૧ ભાગ ફટકડી નાખી તેની ભસ્મ કરવી તે અર્ધોડીભાર જેટલી ચોખાના ધોવરામણમા મધ અગર સાકર નાખી આપવી

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—અજવલા–૩, આસધ–૯, આસોપાલવ–૨, આંબો–૪ ૨૫, કપાસ–૧, કાકીગોખરૂ–૫ કાંટાળી–૪, કાસકી–૪, કેસરીચંપો–૧ કેળ–૧૧ ૧૭, ૨૩, કોકી–૩, ખજુરી–૧૬, ગુલાબ–૭, ગોરખઆમલી–૩ ગૌરીનો ફૂલ–૮, છૂરૂ–૪, ડાભ–૧, તાદળજો–૨, તોરણુ–૨, દારૂહળદર–૨,

કળી તલના કાઢામા ગોળ નાખી ટાઢો કરી પાવો (૨) તલ, વડગુદા અને વરીઆળીનો કાઢો ટાઢો કરી ગોળ નાખી પાવો (૩) ધોળી ધરોના રસમા દાડમની મોટી મોટી કળીઓ વાટી, તે રસ વાસી પેજમા આપવો (૪) કડવી દુધીના બિયા, દતીબીજ લીડીપીપર, ગોળ, મીંઢળ, દારૂ કરવા માટે તૈયાર કરે છે તે કિ વ યવક્ષાર અને થુરીઆનુ દૂધ એકત્ર કરી તેમા દીવેટ તૈયાર કરી તે યોનિમા ધારણ કરવી, એટલે રજને ઉત્પન્ન કરે છે (૫) કાજી, તેલ, અડદ, દહીમા પાણી નાખ્યા સિવાય કરેલી છાશ અને દહીનુ સેવન કરવુ તથા માલકાંગણીના પાદડા વાટી તે તથા રાઇ, વેકાવજ, અસાળીઆનુ ચૂર્ણ દૂધમા ત્રણ દિવસ આપવુ (૬) પીપળાની અને આમલીની છાલ પાણીમા ઘસી તે પાવી. (૭) કડવી ઇદ્રવરણીના મળ યોનિમા રાખવા અથવા કડવી ઇદ્રવરણીના ફળ માખણમા ખાવા (૮) તલના કાઢામા સુઠ, મરી, લીડીપીપર, હીંગ અને ભારંગમૂળનુ ત્રણ માસા ચૂર્ણ નાખી તે આપવો એટલે અટકાવ આવશે અને રક્તગુલ્મ પણ દૂર થશે (૯) ભારંગમગ, સુઠ મરી અને લીડીપીપરનો કાઢો ગોળ નાખી આપવો (૧૦) રાયણના બિયામાનુ મગજ કાઢી તેની પોટલી યોનિમા રાખવી (૧૧) ગાજરના બિયા પાણીમા વાટી પાચ સાત દિવસ આપવા

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—**યોનિદાહ માટે:**—આમળા-૨૦, ફટકડી-ન ૮ **પુંષ્પાવરોધ એટલે ઋતુપ્રાપ્તિ માટે**—અરડુ-૧૬ ઇન્દ્રવરણુ-૫, કલગારી-૭ ખારેતી-૯, ગાજર-૨, તલ-૪, ૨૦, ધરો-૫, પીપળો-૧૭, માલકાગણી-૪ **નષ્ટપુષ્પ એટલે અટકાવ યોગ્ય વખતે અથવા બરાબર થતો ન હોય ત માટે**—કપાસ-૧૮, નાકછીકણી-- **પુષ્પાવરોધ એટલે ઋતુપ્રાપ્તિ કે આર્તવદોષ થવા માટે.**—ખાખરો-૫, બોળ (હીરાબોળ)-૬, મજીઠ-૫, રાયણ-- **સ્ત્રીઓની કેડ કનવડ થાય** તે માટે—નાગદમની-૪

જુઓ **અનુભૂત** ઔષધ—ઔષધિક્રિયાના કવાથપ્રયોગમા ન ૧૨ મલમપ્રયોગમા ન ૨૦, ૨૮

## ( ૪ ) યોનિકદ ( અંગ યોનિથી બહાર આવવું )

દિવસે ઉઘવાથી, અત્યત ક્રોધ કરવાથી, અતિ મૈથુનથી, યોનિમા નખ દાતવડે ક્ષત થવાથી વાતાદિદોષ કુપિત થઇ પરૂ અને રક્તના રગ જેવા રગનો, અગુઠા જેવડો ગોળ એવો માસનો ગોળો યોનિમા ઉત્પન્ન થાય છે, તેને યોનિકદ કહે છે

**ઉપચાર**—( ૧ ) ગેરૂ, આંબાની ગોટલીની અદરનુ મગજ, હળદર, સુરમો અને માયાનુ ચૂર્ણ મધમા કાલવી યોનિમા ધારણ કરવુ તથા ત્રિફળાના કાઢામા મધ નાખી સેવન કરવુ ( ૨ ) ગળો, ત્રિફળા અને દતીમૂળના કાઢામા લીડીપીપર મરી, અડદ, શતાવરી, કોઠ અને સિધવ વાટી તેની દીવેટ આંગળી જેવડી કરી યોનિમા રાખવી એટલે તે યોનિમાનુ દર્દ કાઢી યોનિ સ્વચ્છ કરશે. ( ૩ ) નાદરખો અને પીળા લોધરને કુટી આમલી સાથે પક્વ કરી તેનો લેપ કરવો. ( ૪ ) પિત્તપાપડો કુટી જળુકમા મેળવી, હથેળી જેવડી પુરી કરી તે

સોજા ઉપર બાંધવી ( ૫ ) કડવા લીમડાના બિયા તેલમા તળી તેમાજ ખરલ કરવા, તથા તેમા થોડી માનથુથાની ફુલાવેલી બુકી નાખી તે મલમ કદ ઉપર ચોપડવું, એટલે કદ ગરી પડે છે આ ઔષધ નગાવ્યાધિના મમા ઉપર પણ ચોપડવું, એટલે તેનો પણ નાશ થશે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા.—બાભળ–૧૬, નાદરુખ-૧, ગીમાભળી-- શિરકાંગીયો-- મહુડો—૨

## ( ૫ ) ગર્ભિણીરોગ.

**ગર્ભધારણ થએલી સ્ત્રીના લક્ષણો.**—ગર્ભ ધારણ થવાની સાથેજ સ્ત્રીને તૃપ્તિ અને આનદ જણાય છે શરીપર ઠડુ પાણી રેડવુ તે તેને તાવ આવ્યા જેવુ જણાય તો ગર્ભ ધારણ થયો છે એમ સમજવુ રહેતે રહેતે તેના અગો જડપણુ આવે છે, સૂર્ય કિરણ જોતા ત્રાસ આવે છે, આળસ આવે છે મુખમા મોળાશ છુટે છે, કોઇ પણ પદાર્થ ઉપર પ્રીતિ થાય છે, અન્ન પચન થતુ નથી હૃદય ધડકવા લાગે છે, ગ્લાનિ અને અગ ઉપર પ્રસ્વેદ આવે છે, એ લક્ષણો સાધારણ ગર્ભિણીને થાય છે ગર્ભિણીના શરીર ઉપર મરેડાટ આવવા માડે છે અને તેના સ્તનનો અગ્ર ભાગ કાળાશ પકડતો જાય છે ગર્ભિણી સ્ત્રીએ પોતાનો ખોરાક સાત્વિક રાખવા ઘણી મહેનત કરવી નહિ તેમ નવરાજ બેસી રહેવુ પણ નહિ શક્તિ પ્રમાણે કામ કરવુ, એટલે પ્રસૂતિ સમય વધારે પીડા થશે નહિ ગર્ભિણી સ્ત્રીએ ૭ મહિના થયા પછી **પુરૂષસહવાસ અને પ્રવાસ** કરવા નહિ તથા પાન ખાવા નહિ

**ગર્ભિણીના હૃદયમા અંતરા થાય તે ઉપર ઉપચાર**—( ૧ ) નાગરમોથ અને દ્રાક્ષનુ ચૂર્ણ ખડીસાકર સાથે આપવુ ( ૨ ) ગાયના દૂધમા ખડીસાકર નાખી તેમા ગળોનુ સત્વ અથવા પ્રવાલ આપવી **જ્વર ઉપર**—( ૧ ) ચદન, ઉપરસાળ, લોધર અને દ્રાક્ષનો કાઢો સાકર નાખી ગર્ભિણીના તાવ ઉપર આપવો ( ૨ ) દુધી, ઉપરસાળ વલાડલગ વાળો અને નાગરમોથના કાઢો ઠડો કરી પાવો ( ૩ ) મહુડાની છાલ ચદન વાળો ઉપરસાળ, જેઠીમધ અને પદ્મકાષ્ઠનો કાઢો મધ નાખી આપવો **પિત્તજ્વર ઉપર**—દ્રાક્ષ પદ્મકાષ્ઠ, વાળો, સાલવણ, ચદન, જેઠીમધ દુધી, ઉપરસાળ અને આમળાનો કાઢો કરી પાવો. **વિષમ જ્વર ઉપર**—સુકી ભોંયરીંગણીના દૂધમા વાટી પાવી **જ્વરાતિસાર ઉપર**—મજીઠ જેઠીમધ અને લોધરનુ ચૂર્ણ સાકરના પાણીમા નાખી આપવુ એટલે ગર્ભિણીની પ્રવાહિકા તથા રક્તાતિસારનો નાશ થાય છે **સાધારણ અતિસાર ઉપર**—( ૧ ) આંબાની ગોટલી શેકી ખાવા આપવી ( ૨ ) બાળબીલા જાયફળ અને મરડાશીંગ પાણીમા ઘસી આપવા ( ૩ ) ધાવડીના ફુલ, મોચરસ અને ઇંદ્રજવ એ સર્વ સમભાગ લઇ ચૂર્ણ કરી તે છાશમા કે પાણીમા આપવુ ( ૪ ) પાકેલા ઉબરા મધમા આપવા અથવા પાકેલા જાબુ આપવા

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા:—આંબો–૨, ઉમરો–૧૬, જાબુ–૫, ધાવડી–૨ બીલી–૧૯, ૨૦, મજીઠ–૧

**સંગ્રહણી ઉપર:—**આંબો અને જાબુઆની છાલના કાઢામાં ડાગરની વાણી તથા જવનું ચૂર્ણ નાખી ચાટવાને આપવું **શ્વાસકાસ ઉપર.—**( ૧ ) પિઠવણ, ભોંયરીંગણી અને અરડુસીનો રસ પ્રાશન કરવો, એટલે શ્વાસ, કાસ, રક્તપિત્ત, કમળો, સોજો અને જ્વરનો નાશ થાય છે ( ૨ ) ભારંગમૂળ, સુંઠ અને લીંડીપીપરનું ચૂર્ણ ગોળમાં આપવું

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા —પિઠવણ—૧, ભારંગી—૮

**ઉલટી ઉપર.—**( ૧ ) ધાણાનો કલ્ક અથવા કોથમીરનો રસ ચોખાના ધોવરામણમાં નાશનાર્થ આપવો ( ૨ ) બીલાની અંદરનો ગર્ભ અને ધાણીનું પાણી એકત્ર કરી આપવું ( ૩ ) તરવડાના ( આવળના ) ફૂલ ૧ તોલો, ગાયના ૮ તોલા દૂધમાં વાટી તેમાં ખડીસાકર ૧ તોલો નાખી તે આપવું

**વિશેષ ઉપચાર** જુઓ વના૦ મા.—આવળ-૧, કોથમીર-૧૨, બીલી-૧૪, ૧૯

**વાયુ ઉપર:—**બીલા કુવાડીઓ કિંવા પાહાડમૂળ તથા સુંઠ નાખી કાઢો કરી તે ટાઢો થયા પછી આપવા **ગર્ભિણીના સોજા ઉપર:—**( ૧ ) ચંદન, જેઠીમધ, વાળો નાગકેસર, તલ મેઢાશિંગી, મજીઠ, આકડાના મૂળ અને સાટોડીનો લેપ સોજાનો નાશ કરે છે તેમાં ગર્ભિણીના સોજાનો વિશેષ કરી નાશ કરે છે ( ૨ ) શહાજીરૂ ધોળું જીરૂ અને કઠુ, એ વસ્તુઓનો કાઢો ગર્ભિણીના સોજાનો નાશ કરે છે ( ૩ ) આમોદના તાજા મૂળ ગોમૂત્રમાં અગર પાણીમાં ઘસી ગરમ કરી લેપ કરવો ( ૪ ) ધોળી સાટોડીના ( વસુના ) મૂળીઆ ઘસી લેપ કરવા, અને એનોજ કાઢો કરી પીવા માટે આપવો. **ગર્ભિણીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થવા માટે.—**અજમોદ, સુંઠ, લીંડીપીપર અને જીરાનું સમભાગ ચૂર્ણ કરી, તે ગોળ અને મધમાં આપવું **ગર્ભિણીના શૂળ ઉપર:—**( ૧ ) દાભ, કાસ ( કાંસ ), એરંડા અને ગોખરૂના મૂળ લઇ તેનો દૂધમાં કાઢો કરી સાકર નાખી આપવો ( ૨ ) ગોખરૂ જેઠીમધ અને દ્રાક્ષ દૂધમાં વાટી તેમાં સાકર નાખી પાવું ( ૩ ) કચરા, શિંગોડા પદ્મકાષ્ઠ નીલકમળ, વગડાઉ મગ અને જેઠીમધનો કાઢો સાકર નાખી પાવો ભાત અને દૂધ ખવડાવવું એટલે ગર્ભિણીનું શૂળ અને અતિસારનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા —કેસર—૧૨, ગોખરૂ બોડા—૯

**ગર્ભિણીના પ્રદર ( ધૂપણી ) ઉપર —**( ૧ ) કુંભારના ઘરની માટી, મોગરીના પાદડા, લાજાળુ, ધાવડીના ફૂલ, ગેરૂ, રસાંજન અને રાળ, એમાંથી મળે તે પદાર્થો લઇ તેનું ચૂર્ણ કરી મધમાં આપવું ( ૨ ) વાળો, અતિવિષ, નાગરમોથ, મોચરસ અને ઇંદ્રજવનો કાઢો ગર્ભનું ચલન, પ્રદર અને શૂળ ઉપર આપવા

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા –ઉપરસાલ–૧, કાંટીગોખરૂ–૨, કેસર–૧૨, બીજૌરા–૩, મહુલા–૧, તલ–૧૪. તાદળજો–૬, મોગરો–૨, શિંગોડા–૧.

**ગર્ભિણીના આનાહ ( મળમૂત્રબદ્ધ રોગ ) વાયુ ઉપર:—**વજ અને

લસણ નાખી દૂધ તપાવવું તેમાં હીંગ અને સંચળ નાખી પ્રાશનાર્થ આપવું એટલે સુખી થશે.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ માં —વજ—૭

**ગર્ભિણીનું મૂત્ર બંધ થાય તે ઉપર:**—( ૧ ) સાળી ( ચોખા ), જેઠીમધ, કાસ, કાસ અને શરતૃણ એ તૃણ—પંચમૂળનો કલ્ક નાખી દૂધ કઢવવું અને તે પ્રાશન કરવું એટલે મૂત્રબંધ, તૃષા, દાહ અને રક્તપિત્તનો નાશ થાય છે ( ૨ ) ખાખરાના ફૂલ બાફી પેડુપર બાંધવાં. ( ૩ ) સુગંધીબાળ પાણીમાં વાટી ડુંટીપર લેપ કરવો. **ગર્ભિણી અને સુવાવડીના રક્તસ્રાવ ઉપર:**—( ૧ ) વાળો, કમળ, રતાંજળી અને ક્ષીરવૃક્ષપંચક ( વડ ઉમરો પીપળો, પીપળી, જાંબુડો ) ની છાલ એ ઔષધો પાણીમાં કુટી રી નાખી તેમાં ફટકડી પલાળી યોનિમાં રાખવી અને ડુંટી ઉપર પણ લેપ કરવો ( ૨ ) શતધૌત ઘૃત શરીરે ચોળવું ( ૩ ) ખડીસાકર મધ નીલ કમળ રાતું કમળ અને નાગકેસરનો કાઢો કરી તેમાં ઘી અને મધ નાખી આપવો ( ૪ ) શીંગોડા અને કચગની દૂધમાં લાપસી કરી ખવરાવવી ( ૫ ) ગળુલા, કમળકંદ અને કુમળા ઉમરાને દૂધમાં બાફી તે દૂધ પાવું ( ) નાળિયેરના મળ ચોખાના ધોવરામણમાં વાટી આપવા. ( ૭ ) સાકર, તલ, જવ અથવા પદ્મકાષ્ઠનું એક તોલો ચૂર્ણ મધમાં આપવું ( ૮ ) ધાણા નાગરમોથ કાળો વાળો, ધોળો વાળો, લાજાળુ, ગળો, નાવડીંગ પિત્તપાપડા અને ધમાસાનો કાઢો કરી તે ટાઢો થયા પછી પાવો એટલે રક્તસ્રાવ અને અતિસાર દૂર થાય છે ( ૯ ) કબુતરની હગાર નાગરવેલીના રસમાં અથવા ચોખાના ધોવરામણમાં નાખી પાવી (૧૦) નીલ કમળ, રાતા કમળ, કલ્હાર કુમુદ (પોયણી), શ્વેત કમળ, મહુડાના ફૂલ, એ ઉત્પલાદિ ગણનો કાઢો કરી આપવો એટલે રક્તસ્રાવ, દાહ, તૃષા હૃદ્રોગ રક્તપિત્ત મૂર્છા ઉલટી અને અરૂચિનો નાશ થાય છે **ગર્ભિણી સ્ત્રી રજસ્વલા થાય તો**—આમળાના બીજ ચોખાના ધોવરામણમાં વાટી તે ધોવરામણ પાંચેક સુધી પાવું **ગર્ભિણીના સ્તને ક્ષત અને દાહ થાય તે ઉપર.**—(૧) કુંવરના મૂળ, હળદર માયફળ અને ફટકડીને પાણીમાં ઘસી ગરમ કરી લેપ કરવો (૨) ફટકડીના પાણીવડે સ્તનની ડીંટડીઓ ધોવી અને કરેણીઆનું પડ ઘસી લેપ કરવો એટલે દાહશમન થાય છે **ગર્ભિણીને પુષ્ટિકર યોગ:**—આસોદના મૂળનો કાઢો કરી આપવો એથી ગર્ભિણી પુષ્ટ થઈ બાળક સુદૃઢ જન્મે છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—**ગર્ભિણીના સોજા ઉપર**—કાળીજીરી—૫. **સગર્ભાને પહેલે મહિને ઉલટી અને ચક્કર આવે તે માટે**—અળશી—૯ **ગર્ભિણીના વિષમજ્વર માટે**—આદુ—૧૪ **ગર્ભિણીના તાવ અને** કમળા માટે—પિત્તપાપડો—૧ **ગર્ભિણીને વાયુના ઉપદ્રવ ન થવા અને પ્રસૂતિ વખતે કષ્ટ ન થવા માટે**—એરંડો—૪૦ **ગર્ભિણીના જઠરાગ્નિ** પ્રદીપ્ત થવા માટે—અજમોદ—૬ **ગર્ભિણીને અધૂરા માસે રજોદર્શન**

**થાય તે માટે**—ધોળી (ગિલોડી)–૨  **ગર્ભિણીને પુષ્ટિકર યોગ**—આસવ–૨
**ગર્ભિણીના રક્તસ્રાવ** માટે—જુઓ ગો૦વૈ૦મા–ઘી–૮  આ૦ઔ૦મા–ઘૃતવર્ગ–૨

## (૬) ગર્ભચલન.

સ્ત્રીના પેટમા ગર્ભ ચલન પામે છે, તે યોગે કરી તેની કમ્મર પીડ, પેડુ દુખવા લાગે છે, પેટમા દુખે છે અને તેથી કરી સ્વસ્થ ન રહી તે માંદી પડે છે તથા કોઇ વખતે બેશુદ્ધ થઇ પડે છે ગર્ભચલનનો આવો પ્રકાર, ગર્ભિણીએ શક્તિ ઉપરાંત ઘણુ કામ કરવાથી કિંવા ગર્ભાશયમા ઉષ્ણતા પ્રબળ થવાથી, અથવા ગર્ભિણીને જે વાત વર્જ્ય કહેલી છે તે કરવાથી થાય છે

**ઉપચાર—પ્રથમ માસમા ગર્ભનુ ચલન થાય તો.**—(૧) દ્રાક્ષ, જેઠીમધ, ચંદન અને રતાંજળી ગાયના દૂધમા વાટી તેમા ઘી નાખી તે પ્રાશનાર્થ આપવુ, એટલે ગર્ભ સ્થિર થાય છે (૨) નીલ કમળ, વાળો શિંગોડા અને કચરાને કડા પાણીમા વાટી દૂધમા મેળવી પ્રાશનાર્થ આપવુ એટલે ગર્ભ પડતો નથી અને શૂળની શાન્તિ થાય છે **બીજા મહિનામાં.**—ગર્ભ ચલન થવા લાગે તો કમળના તંતુઓ અને નાગકેસરને વાટી દૂધમા પાવુ શૂળ થતુ હોય તો તગર, કમળ, બીલ અને કપૂરને બકરીના દૂધમા વાટી દૂધમા કાલવી પાવુ. **ત્રીજા માસ માટે:**—નાગકેસર વાટી દૂધમા મેળવી સાકર નાખી પ્રાશનાર્થ આપવુ, અને શૂળ હોય તો પદ્મકાષ્ઠ, ચંદન, વાળો અને કમળની ડાંડીને કડા પાણીમા વાટી દૂધમા કાલવી પ્રાશનાર્થ આપવુ એટલે ગર્ભ પડતો નથી અને શૂળની શાંતિ થાય છે **ચોથા માસ માટે.**—ચલન, તૃષા, શૂળ, દાહ તથા જ્વર થવાથી કેળના કાંદા, લીલા કમળ અને વાળો વાટી દૂધમા પ્રાશનાર્થ આપવા. **પાંચમા માસ માટે.**—દાડમના પાંદડા તથા ચંદન વાટી તેમા દૂધ અને દહીં નાખી પ્રાશનાર્થ આપવુ, અને નીલકમળ, કમળીમાનુ કેસર, બોરડીના પાંદડા, નાગકેસર તથા પદ્મકાષ્ઠને પાણીમા વાટી દૂધમા પીવા માટે આપવુ એટલે ગર્ભ સ્થિર થઇ શૂળની શાંતિ થાય છે **છઠ્ઠા માસ માટે:**—ગેરૂ, ગાયના છાણાની રાખ, લીંડીપીપર અને ગોપીચંદનનો કાઢો કરી ઠંડો થયા પછી તેમા દૂધ, સાકર અને ચંદન નાખી આપવો **સાતમા માસ માટે:**—વાળો, ગોખરૂ, નાગરમોથ, લાજાળુકંદ, નાગકેસર અને પદ્મકાષ્ઠનો કાઢો સાકર નાખી પાવો **આઠમા માસ માટે.**—ત્રાધર અને લીંડીપીપરનુ ચૂર્ણ મધમા આપવુ **નવમા માસમા.**—પ્રસૂતિ થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનો૦મા—વાલી–૨

## (૭) ગર્ભસ્રાવ અને ગર્ભપાત.*

ચોથા માસ સુધી ગર્ભ પાતળો હોય છે, એટલે વહન થવા લાગે છે તેને સ્રાવ કહે છે તે પછી પાંચમા મહિનાથી છઠ્ઠા મહિના પર્યંત કઠિન થઇ દેહરૂપ થવા માંડે છે તે પડે તો તેને ગર્ભપાત કહે છે સાતમા મહિનાથી પ્રસૂતિ થાય છે

* ઉંદરકાનીની જડ સ્ત્રીની કેડે બાંધે તો છોરૂ ખસે નહિ, એમ એક હસ્તલિખિત પુસ્તકમા લખી છેવટે તેમા લખ્યુ છે કે આ અનુભૂત છે.

ગના હાથની નિ-પણુ માટી બકરીના દૂધમા મેળવી મધ નાખી આપવી. કિંવા ધોળી ગરણીના મૂળ દૂધમા વાટી પાવા (૩) સાકર, કમળના તતુ તથા તલ, એ સમભાગ લઈ વાટી મધમા ભક્ષણાર્થ આપવા. (૪) અતિબળાના મૂળ કુમારિકાએ કાંતેલા સુતરમા વીટી કમ્મરે બાધવા. (૫) કસ્તૂરી ૧ ગુજો, જાવત્રી ૩ ગુજા, જાયફળ ૨ ગુજા અને પીપળાના બીજ ૬ ગુજા પ્રમાણે લઈ ગોળી કરી દર મહિને એક આપતા જવી એ પ્રમાણે સાત મહિના કરવુ

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—**ગર્ભસ્રાવની ખોડ** માટે—તલ-૧૨ **ગર્ભપાત થતો સ્તભન કરવા** માટે—જવ-૭, તાદળજો-૩ **ગર્ભપાત થવા ઉપર** ઉપચાર—કામરી (પેટારી)-૨, ગરણી-૧૦, મમેરવો-૧૦ **બીજા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો**—આમેત્રી-૭

## (૯) ગર્ભજ રોગ.

**શારંગધર** વૈદ્યક ગ્રથમા **ગર્ભજ** રોગ આઠ પ્રકારના કહેલા છે તેમના **નામો—ઉપવિષ્ટક, નાગોદર, મક્કલ, મૂઢગર્ભ, વિષ્ટભ, ગૂઢગર્ભ, જરાયુદોષ** તથા **ગર્ભપાત.**

**ઉપવિષ્ટક**—ગર્ભિણીએ અત્યત વિદાહી પદાર્થોનુ ભક્ષણ કરવાથી રક્તસ્રાવ ઘણા થાય છે. તે કારણથી તે ગર્ભ આગળ વધે નહિ એવા થાય છે અને તેને હાલચાલ માત્ર હોય છે એવા ગર્ભને **ઉપવિષ્ટક** કહે છે આ એક સલનો (છોડનો) ભેદ છે **નાગોદર**—સયોગકાળે વાયુના યોગે કરી ગર્ભનો આકાર સર્પ જેવા થાય છ તેને **નાગોદર** કહે છે **મક્કલ**—આ રોગનો પ્રકાર વાયુ ગોળા જેવો હોય છે **મૂઢગર્ભ**—કુટિલ ગતિ જેવા વાયુ ગર્ભને આડા કરે છે અને યોનિ તથા પેટમા ગળી ઉત્પન્ન કરે છે તથા મૂત્રાવરોધ કર છે **વિષ્ટભ** (છોડ)—ગર્ભિણીએ અકાલે ભોજન કરવાથી અથવા ખરાબ પદાર્થો ખાવાથી વાયુ કુપિત થઈ ગર્ભને શુષ્ક કરે છે, તેથી કરી તેનુ ચલનવલન અને વૃદ્ધિ બધ પડવા માડે છે તથા કાળે કરી તેને વાયુની પીડા થઈ છોડ થાય છે **મૂઢગર્ભ, ગર્ભ ઝરવો. અસાધ્ય મૂઢગર્ભ તથા અસાધ્ય ગર્ભિણીના લક્ષણો**—જેની ગરદનનો મેર તૂટવા જેવો થઈ ગરદન બરોબર રહેતી નથી અને અગ ઠીલું થઇ જાય છે, લાજ રહેતી નથી, જેની કુખો ઉપર કાળી લીલી એવી શિરાઓ ઉત્પન્ન થાય છે તે ગર્ભિણી અને ગર્ભ એક માસમા મરે છે એમ જાણવુ **પેટમા ગર્ભ મરી ગયાનાં લક્ષણો.**—ગર્ભની હાલચાલ બધ પડે છે, પ્રસવવેદના બધ થાય છે અગ કાળુ અગર લીલુ થાય છે તથા શ્વાસોચ્છ્વાસ સાથે દુર્ગંધ આવે છે અને અદર બાળક મરી જઈ ફૂલવાથી પેટ ફૂલી જાય છે **માતાનાં** માનસિક અને આગતુક દુખના કારણોએ કિંવા વ્યાધિએ કુખમા ગર્ભ મરે છે **ગર્ભિણીના બીજા અસાધ્ય લક્ષણો**—વાયુના યોગે યોનિનો સકોચ થવા, કુખમા ગર્ભ અટકી રહેવો મક્કલશૂળ, આક્ષેપક, કાસ-શ્વાસાદિ ઉપદ્રવ તથા મૂઢગર્ભ, એ થાય એટલે તે ગર્ભિણી બચતી નથી. **યોનિસંવરણ વ્યાધિ**—વાતકારક ખાનપાન, મૈથુન અને જાગરણનુ અતિ સેવન કરનારી **ગર્ભિણીના** યોનિમાર્ગમા વાયુ કોપે છે તથા યોનિદ્વારને બધ કરે છે માર્ગ બધ થયા પછી

યોનિગત વાયુ ગર્ભાશય-દ્વાર રોકે છે અને ગર્ભાશયને પીડા કરે છે તથી ગર્ભનું મોઢું, નાક, બંધ થઇ શ્વાસોચ્છ્વાસ બંધ થઇ ગર્ભ નાશ પામે છે આ કાળ જેવા વાયુ માગનાગે છે એ ઉપર ચિકિત્સાનો આરંભ કરવો નહિ.

**સુખે પ્રસવ થવા માટે ઉપચારો:**—(૧) સર્પની કાંચળી કિંવા તગર અથવા માથાના કેશની ધૂણી યોનિને આપવી. (૨) કલગારીના મૂળ સૂતરમાં બાંધી તે હાથે પગે બાંધવા (૩) સૂર્યવલ્લી, આકડા કિંવા કડવા ઇંદ્રાવણના મૂળ ધારણ કરવા (૪) લીંડીપીપર અને વજ પાણીમાં વાટી તેમાં એરંડતેલ નાખી, તેનો ડૂંટી ઉપર લેપ કરવો, એટલે અનેક પ્રમાણેવડે ઘણી પીડા પામેલી સ્ત્રીને સુખથી પ્રસવ થાય છે (૫) બીજોરાના મૂળ અને જેઠીમધનું ચૂર્ણ ઘીમાં નાખી પાવું અથવા બીજોરાના મૂળ કમ્મરે બાંધવા (૬) શેલડીની ઉત્તર બાજુના મૂળ લઇ તે અથવા (૭) તાડની ઉત્તર બાજુના મૂળ લઇ તે સ્ત્રીના શરીર જેટલા લાંબા સૂતરવડે બાંધી કમ્મરે બાંધવા (૮) ધોળો અરડો અથવા કડવા લીમડા કિંવા બોટીઅઘાડીના મૂળ કમ્મરે બાંધવા (૯) ઉટકટારીના મૂળ ચોટલે બાંધવા પ્રસવ થતાની સાથે છોડી નાખવા (૧૦) કેળના કાંદાના કાનરા નાભિ નીચે બાંધવા (૧૧) ગાયનું દૂધ પાકો પાશેર (વીસ તોલા) લઇ તેમાં ગાયનું ઘી એક તોલાથી બે તોલા પર્યંત મેળવવું અને વસ્ત્રગાળ કરી તે આપવું એટલે તત્કાળ છુટકો થાય છે

**વિશેષ ઉપચાર જુઓ વનૌ૦માં:**—અરડૂસી-૪ ઉટકટારી-૬ અરડો-૫ કલગારી-૨ કેળ-૪, ધોળી પાનડી-૧ બીજોરૂ-૨ વજ-૮ **જલદી પ્રસવ ન થતો હોય તો** તે માટે:—અરડો-૧૦, આકડો-૨૨ આગેત્રી-૩ ઇન્દ્રવરણા-૧ કાસુન્દ્રા-૫ માંડુ-૬ બીજોરૂ-૧૨, મીંઢળ-૩ લીમડો (કડવો)-૨૦ સરગવો-૧૧ સૂર્યફૂલ-૨ જુઓ પ્રા૦ આ૦માં—સુખ પ્રસૂતિ માટે-કેશ-૨ **શીઘ્ર પ્રસૂતિ** માટે— સર્પની કાંચળી-૨

**છોડ ઉતારવા માટે** (૧) ધાણા, નાગરમોથ વાળો વાળનુ ગળો, વાવડીંગ પિત્તપાપડો અને ધમાસાનો કાઢો આપવો (૨) વરધારા અને ધોળી ગાસુદીના ફૂલ ગાયના દૂધમાં વાટી તેમાં ખડી સાકર નાખી તે સવારે પાવા (૩) આમળાના બિયાં, આંબાહળદર અને કોદીના પાદડા ગાયના ઘીમાં વાટી સાત દિવસ આપવા (૪) શિંગોડા અને કચરાની લાપશી દૂધમાં કરી ખાવી (૫) ગલુલા, કમળકંદ અને ઉંબરાના કૂણા ફળ દૂધમાં વાટી તે દૂધ પાવું

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—ગાળી (ગિલોડી)-૪ પિત્તપાપડો-૭ વરધારા-૨

**મૂઢગર્ભ ઉપર.**—(૧) ફાલસાના મૂળનો અથવા સાલવણીના મૂળનો લેપ નાભિ, બસ્તિ અને ભગને ઠેકાણે કરવો એટલે ગર્ભ માર્ગે થાય છે (૨) સાગવન વજ આસોદ, મજીઠ, નીલી (ગળી) અને બોરડીના મૂળનો ચતુર્થાંશ કાઢો તેનો ગોળ નાખી પાવો

[૧] આમળાં ટાંક ૧૮, સુંઠ ટાંક ૧૮ ગોખરૂ ટાંક ૧૮ અને ખાંડ શેર ૧ લઇ તેમાંથી દરરોજ ટાંક ૫ ઘીમાં નાખવાથી છોડ વધે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —ફાલસા–૧, મમેગ્વો–૪, શિંગોડા–૧.

**મૃતગર્ભ બહાર પડવા માટે:**—(૧) રોહ પાણીમા પાચ તોલા ગાયનુ છાણુ મેળવી ગાળી તે પાવુ (૨) રાઈ અને હીંગનુ ૩ માસા ચૂર્ણ કાંજીમા નાખી આપવુ

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —ફાલસા–૧, ગર્ભ–૮ ગો વૈ૦મા —છાણુ–૧

**ગર્ભપાતકારક ઔષધો.**—(૧) ગાજરના બિયા, કલગારી, નગોડ, ચિત્રાના મૂળ દેવડાગરના ફળ, કડવીનો કદ હીંગ અને પિત્તપાપડાની રાખ એ ગર્ભપાતકારક ઔષધો છે (૨) ગાજરના બિયા, કાળા તલ અને કલૌંજી જીરૂ ગોળમા ખાવાથી ગર્ભ પતન પામે છે **પ્રસૂતા સ્ત્રીની ઓર પડતી ન હોય તો**—(૧) ઓર નહિ પડવાથી શૂળ, પેટનુ ચડવુ અને અગ્નિમાંદ્ય, એ ઉપદ્રવો થાય છે ઓર પડવાને માટે આંગળીએ કેશ વીંટાળી તે વડે તેનો કંઠ ઘસવો તથા સર્પની કાચળી કડવી તુંબડી નાગરમોથ તથા મરમડાનુ ચૂર્ણ રાઇના તેલમા ભિંજવી તેની ધુણી યોનિને આપવી (૨) કલગારીના કંદનો કલ્ક કરી તે હાથપગને ઘસવો તથા લેપ કરવો એટલે ઓર પડે છે **યોનિ ક્ષતરહિત થવા માટે.**—કડવી તુંબીના અથવા ધોળા કાથાના પાંદડા અને લોધર એ સમભાગ લઈ બારિક વાટવુ અને તેનો લેપ યોનિએ કરવો

**ગર્ભસ્થાન શુદ્ધ થવા માટે:—વિશેષ ઉપચાર** જુઓ વના૦મા —બીજોરૂ–૬ લાણો–૨

**યોનિ દૃઢ અને સંકુચિત થવા માટે.**—(૧) પિત્તપાપડો અને ઉંબરાના ફળ વાટી તલના તેલમા મેળવી તેનો યોનિમા લેપ કરવો (૨) માયફળનુ ચૂર્ણ અને ફુલાવેલી ફટકડી એકત્ર કરી બારિક વસ્ત્રમા પોટલી બાંધી અંદર નાખવી (૩) માયા અને કપૂર મધમા ખરલ કરી અંદર લેપ કરવો (૪) નાલીમખાનાના કાઢામા તેનુજ ચૂર્ણ નાખી અંદર લેપ કરવો

**વિશેષ ઉપચાર** જુઓ વના૦મા —એખરો–૫, કડવી તુંબી (તુંબડી)–૬, માયફળ (માયા)–૪

**નિર્લોમ કરણ ઉપચાર:**—(૧) હરતાળ ૧ ભાગ, રાગ ૨ ભાગ તથા ચુનો ૪ ભાગ એમા પાણી નાખી કિંચિત્ ગરમ કરી લેપ કરવો (૨) હરતાલ ૧ ભાગ, શંખચૂર્ણ ૬ ભાગ અને ખાખરાની ભસ્મ ૧ ભાગ લઈ એકત્ર કરી ચોળવુ (૩) ગુલબાસીના કાંદા પાણીમા ઘસી તેનો લેપ કરવો, એટલે કેશ ખરી પડે છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —ગુલબાશી–૫ **અનંત એટલે નંદ** વાયુ માટે —અનંત–૧, અગિઆ–૬, કામાણુ–૧૦

**મક્કલશૂળ:**—બાળક ધરતી ઉપર પડ્યા પછી, યોનિને ગરમી, અંદર વાયુ પ્રવેશ કરે નહિ એવી રીતે તેનુ સંરક્ષણ કરવુ નહિ તો યોનિગત વાયુ કાપી સ્રાવ થતા રક્તને અટકાવે છે અને સુવાવડીને હૃદય, મસ્તક તથા બસ્તીમા શૂળ ઉત્પન્ન કરે છે તેને **મક્કલશૂળ** કહે છે **મક્કલશૂળ ઉપર**—(૧) જવખારનુ ચૂર્ણ કરી તે કોકરવર્ણા પાણીમા અથવા ઘી સાથે આપવુ (૨) **પિપ્પલ્યાદિગણ:**—

લીંડીપીપર, પીપળીમળ, મરી, ગજપીપર, સુંઠ, ચિત્રો, ચવક રેણુકબીજ, તજ, અજમોદ, સરસડા, હીંગ, ભારંગમૂળ, કાળીપાટ, ઇંદ્રજવ, જીરૂ, બકામલીમડી, મારવેલ, અતિવિષ, કુટકી (કડુ) અને વાવડીંગ, આ પિપલ્યાદિગણ કફ, વાયુ ગુલ્મ, શૂળ અને જ્વરનો નાશ કરે છે આ ગણ દીપન પાચન એવો છે એનો કાઢો કરી તેમાં મીઠું નાખી પ્રાશન કરવાથી મક્કલશૂળ, ગુલ્મ અને કફવાતનો નાશ થાય છે. ( ૩ ) સુંઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર અને ધાણાનું ચૂર્ણ જૂના ગોળ સાથે ખાવા આપવું ( ૪ ) હીંગ ઘીમાં કાલવી ખાવી **સુવાવડીને પથ્યઃ**—પ્રસૂતા સ્ત્રીએ યુક્ત એવા આહારવિહાર કરવા તથા વ્યાયામ, મૈથુન, ક્રોધ અને ઠંડા પદાર્થ વર્જ્ય કરવા પ્રસૂતા સ્ત્રીના અપથ્યકારક આહારાદિએ કરી **કષ્ટસાધ્ય** કિંવા **અસાધ્ય** વ્યાધિ થાય છે એટલા માટે પથ્ય અવશ્ય કરવી

**ગર્ભધારણ ઉપાયઃ***—ગર્ભ ધારણના ઉપચાર કર્યા પહેલાં શરીરમાંના બીજા વ્યાધિ કાઢી નાખવાના ઉપચાર પ્રથમ કરવા શિવલિંગીના ફળ ચાર દિવસ ભક્ષણ કરવા નાગકેસરનું ચૂર્ણ ઘીમાં આપવું **ગર્ભધારણ કરનારા ઉપચારઃ**—( ૧ ) એરંડાના તથા બીજોરાના બિયાં વાટી ઘી સાથે પ્રાશનાર્થ આપવા ( ૨ ) લક્ષ્મણામૂળ ( ધોળી રીંગણીનાં મૂળ ) ગળામાં બાંધવા તથા તે મૂળમાં અગર દૂધમાં ઘસી નાક પાવા એટલે **અત્યંત વીર્યવાન પુત્ર** ઉત્પન્ન થાય છે અથવા લક્ષ્મણાનાં મૂળ પુષ્ય નક્ષત્રમાં કાઢી, તે **કુમારિકાના** હાથવડે દૂધમાં વટાવી ઋતુસ્નાતા સ્ત્રીને પ્રાશનાર્થ આપવા ( ૩ ) તલનું તેલ, દૂધ કાકડી, દહીં ઘી એ પદાર્થ એકત્ર કરી હાથવડે મસળી એમાં લીંડીપીપરનું ચૂર્ણ નાખી પ્રાશનાર્થ આપવું ( ૪ ) એક આખા બીજોરાના ગર્ભ બિયાં દૂધમાં વાટી ઋતુમતી સ્ત્રીને પ્રાશનાર્થ આપવા એટલે **પુત્રપ્રાપ્તિ** થાય છે ( ૫ ) આસોંદનો કાઢો નાખી દૂધ ઉકાળવું તથા તેમાં ઘી નાખી તે ઋતુસ્નાતા સ્ત્રીને પ્રાશનાર્થ આપવું ( ૬ ) કાંટાસરીઆનાં મૂળ, ધાવડીનાં

***સંગૃહીત ઉપાય**—માલ ( ઉપલેટ ) મૂળ ટાંક ૧ વરધારો ટાંક ૨, નાગકેસર ટાંક ૨, જીરૂ ટાંક ૨, તમાલપત્ર ટાંક ૨ એલચી ટાંક ૨, એ ઔષધ ભેગાં કરી તેમાં શિવલિંગીનું બીજ ૧ નાખી પડીકાં ૭ કરવાં પછી એક પડીકું માખણમાં લઈ ઉપર દૂધ પીવું અને શીંગે કરી જમવું ( ૨ ) પતંજરાની નાડ યોનિમાં રાખે અથવા મોઢામાં કેરવી સાફ કરેલી સાકર રાખે તો સંતાન થાય ( ૩ ) કાઠીનું મૂળ, વરધારા, નાગકેસર, તમાલપત્ર સાકર અને એલચી એ સર્વને વાટી ભુકો કરી ઘી તોલા ૨ સાથે ચટાડવું તેથી સંતાન થાય ( ૪ ) પારસ પીપળાનાં બીજ એરંડાનાં બીજ મકદ સાકર પટોલ, સુખડ અને નાગરની ગોળી કરી દિવસ ૩ આપવાથી સંતાન થાય ( ૫ ) ધોળા આકડાનું મૂળ દૂધમાં ઘસી પાવું ( ૬ ) એખરાના બીજનો લેપ લિંગે કરી સંભોગ કરે તો સંતાન થાય ( ૭ ) ભાગ ૧ ભાગ તથા માયા ૪ ભાગ ઝીણાં વાટી તમાકુ વાટી ભુકી યોનિમાં નાખી સંભોગ કરે તો નિશ્ચય ગર્ભ રહે

ફુલ, વડની વડવાઇઓ તથા નીલકમળ, એ વાટી દુધમા પ્રાશનાર્થ આપવુ. ( ૭ ) પારસ પીપળો અને જીરાનુ ચૂર્ણ ખાઇ પથ્ય કરવી એટલે પુત્રોત્પત્તિ ખચીત થાય છે ( ૮ ) કૌચના મૂળ તથા કેળાનો ગર્ભ એ પદાર્થો દુધમા પાવા અથવા શિવલિંગીના બિયાથી પુત્ર ઉત્પન્ન થાય છે કન્યા ઉત્પન્ન થતી નથી ( ૯ ) ખાખરાના બિયાની રાખ કરી તે પાણીમા પીવા માટે આપવી ( ૧૦ ) અજમો, રીંગણી, લીંડીપીપર અને નાગકેસરનુ ચૂર્ણ ગાયના ઘીમા આપવુ ( ૧૧ ) કેળુ ૧ કપૂર ૧ તોલો અને વંશલોચન ( વાંસકપૂર ) ૧ તોલો, એ ઓષધો કેળના પાદડામા વીંટાળી આગલે દિવસે સાંજે તુલસીના ઝાડ નીચે પુરી રાખવા બીજે દિવસે સાંજે કાઢી ખરલ કરી તેની ત્રણ ગોળીઓ કરવી ચોથા દિવસથી ત્રણ દિવસ પર્યત રોજ એકેક ખાવી તથા સંભોગ કરવા એટલે ગર્ભ રહેશે.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા—આસંધ–૮, કાંટાસરીઓ–૬, કાથ–૪, ખાખરો–૮, નાગકેસર–૫, બીજોરૂ–૧૪, મીંઢીઆવળ–૫, રતનજોત–૩, વડ–૮, વાંદો–૩

**ગર્ભધારણને માટે ઓષધોપચાર કરનારને અગત્યની સૂચના**—ગમે તે કંઇ આષધ કહેતાજ કાંઈ સુજ્ઞ માણસ પાસ કોઇ કરાવ્યા સિવાય તે કદિ પણ લેવુ નહિ. કારણ કે કોઇ એકાદા દુષ્ટ હેતુએ કિંવા અજ્ઞાનમા અથવા પ્રકૃતિનુ પ્રમાણ ધ્યાનમા ન લાવતા તરતજ ઓષધ બતાવે છે અને તેથી કરી કોઇ વખતે જીવનુ નુકસાન થાય છે એટલા માટે તીક્ષ્ણ, ભેદક, ઉષ્ણ કિંવા પૌષ્ટિક હોના પણ શરીરપ્રકૃતિ વાતાદિ દોષે કરી વિશેષ દૂષિત થએલી હોય તો એમ ને એમ આવા ઓષધો લેવા નહિ. નીચેના ઓષધો **ગર્ભનિવારક** છે એમ સાંભળ્યુ છે ( ૧ ) લીંડીપીપર, વાવડીંગ તથા ટંકણખારનુ સમભાગ ચૂર્ણ સધમા ઋતુકાળે જે સ્ત્રી પ્રાશન કરશે તેને કદિ પણ ગર્ભધારણ થશે નહિ ( ૨ ) જે રજસ્વલા સ્ત્રી જાસુદીના ફૂલ કાંજીમા વાટી પ્રાશન કરી ઉપર ૪ તોલા જુનો ગોળ ખાશે તેને ગર્ભધારણ થશે નહિ ( ૩ ) જે સ્ત્રી સિંધવનો ટુકડો તેલમા બોળી યોનિમા ધારણ કરી, પછી પુરુષની સાથે રમશે તો તેને કદિ પણ ગર્ભધારણ થશે નહિ ( ૪ ) તાંદળજાના મૂળ ચોખાના ધોવરામણમા ઋતુસ્નાતા સ્ત્રી ત્રણ દિવસમા પ્રાશન કરશે તો તે વાંઝણી થશે આવા ઓષધો યોગ્ય ખબરદારી રાખી ઉપયોગમા લેવા.

## ( ૯ ) સૂતિકા રોગ ( સુવારોગ )

**લક્ષણ અને કારણ**—અંગ મરડાઇ જવુ જ્વર કંપારી, તૃષા, અંગે જડપણુ, સોજો, શૂળ તથા રેચ, એ લક્ષણો થવાથી સૂતિકા રોગ થયો છે એમ જાણવુ સુવાવડીને સમજ્યા વિનાના ઉપચારોએ કિંવા દોષજન્ય અન્નપાન સેવન કરવાથી અથવા વિષમાશન, અજીર્ણ ભોજનાદિક કરી જે રોગ થાય છે ને આ પ્રમાણે—જ્વર, રેચ ( ઝાડા ), સોજો, શૂળ, પેટનુ ચડવુ તથા અશક્તતા અને કફવાતજન્ય રોગો થકી ઉત્પન્ન થનાર તંદ્રા, અન્નદ્વેષ તથા મ્હોડામા પાણી

જ્વર, ક્ષય, ઉધરસ, દમ પાંડુરોગ કૃશતા અને વાતરોગનો નાશ કરે છે (૧૨) **સૌભાગ્ય સુંઠ**—સુંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા દૂધ ૨૫૬ તોલા સાકર ૨૦૦ તોલા શતાવરી ૭૩ સુ., મરી, લીંડીપીપર તજ એલચી તમાલપત્ર અજમો, વરીઆળી, સુવા, ચવક, ચિત્રક અને નાગરમોથ, એ પ્રત્યેકનું ચૂર્ણ ૪ તોલા નાખી પાક પચન કરવો લેહ જેવો થાય એટલે સિદ્ધ થયો એમ સમજવું ન ઘીના વાસણમાં ભરી રાખવો અને પછી તે અગ્નિ અને બળ જોઈ પ્રકૃતિ પ્રમાણે આપવો. આ પાક સુવાવડીને આપવાથી બળ વર્ણ અને પુષ્ટિ આપે છે અને વલિપલિતનો નાશ કરે છે, તથા તે વયસ્થાપક, હૃદ્ય મહાગ્નિ મટાડનાર અને આમવાત મક્કલગ્ગ તથા સુવારોગનો નાશ કરે છે (૧૩) **મહા-રાસ્નાદિ કાઢો**—રાસ્ના, એરંડમૂળ, ગળો વજ પીળો કોરાંટો ચવક, કૌચબીજ, નાગરમોથ ભારંગમૂળ અજમો, કિરમાણી અજમો, પહાડમૂળ દેવદાર વાવડીંગ ડાભડાશીંગી સુંઠ બળદાણાના મૂળ, મોરવલ, કડુ મજીઠ કાળું અને ધાળું અતિ-વિષ, કચોરા ત્રિફળા લીંડીપીપર, જવખાર, રતાંજળી, ગરમાળો, માયા, કડુ, સાટોડી અને દશમૂળ એ સર્વ સમભાગ લઇ એનો કાઢો કરી પાવો એટલે સૂતિકા રોગ ૮૦ પ્રકારના વાયુ, શ્વાસ, કાસ, પરમેવો, શૈત્ય અતિતંદ્રા, શૂળ, ગલરોગ, અર્ધા અંગમાં થતા સણકા, કંપ, શ્લીપદ, આમવાત નપુંસકત્વ અને સોજાનો નાશ થાય છે (૧૪) કાગટાનો કાઢો લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવો અથવા કાગટાના મૂળ ચાવી ખાવા

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—**સુવાવડીનો કાઢો**—નીપાણી-૧ **સુવારોગ માટે**—અતિવિષ-૯ અરડૂસો-૧, કચૂરો-૧, કાચકી-૧, કાટાસરીઓ-૧૦ કેરડી-૧, માકડી-૨, લીમડા ( કડવા )-૧૬, સમેરવો-૩ **પ્રસૂતા સ્ત્રીઓ-ના મસ્તકશૂળ માટે**—અનંત-૩, ભારંગી-૧૦ **સુવાવડીના રક્તસ્રાવ-માટે**—તલ-૧૪ નાડછળો-૬ **પ્રસૂતાના ચક્કર એટલે ફેર અને શૂળ માટે**—હિંગ-૧૧

જુઓ પ્રા૦ ઔ૦માં—કાતણીનું ઘર-૮

જુઓ અનુભૂત ઔષધ—બૃહત્પાકસંગ્રહના પાકપ્રયોગની ટીપમાં નં ૧

## ( ૧૦ ) સ્તનરોગ.

**કારણ.**—વાતાદિ દુષ્ટ દોષ ગર્ભિણી અથવા પ્રસૂતા સ્ત્રીને દૂધથી ભરેલા અથવા ખાલી સ્તનો સુધી આવી, તે ઠેકાણાના માંસને અને રક્તને દૂષિત કરી સ્તનરોગ-કફ વાત, પિત્ત, સન્નિપાત અને આગંતુક એવા પાંચ પ્રકારના રોગ ઉત્પન્ન કરે છે તે પાંચેના લક્ષણો રક્તવિદ્રધિ સિવાય કરી બાહ્ય વિદ્રધિના સરખાં હોય છે એટલે સ્તનના ઉપર સોજો ઉત્પન્ન કરે છે, તે વેદના, દાહ, ખરજ ઇત્યાદિ લક્ષણોએ યુક્ત હોય છે, તથા વિદ્રધિ સરખી વેદના થઇ પાકી ફૂટે છે. અથવા હલકો સોજો હોય ને ઉપચાર કરે તો પાક્યા સિવાય બેસી જાય છે

**સ્તનરોગ ઉપર ઉપચાર.**—સ્તનને સોજો વગેરે આવવાથી વિદ્રધિ ઉપ-

---

* ઇન્દ્રવરણાનું નળ પાણીમાં ઘસી લેપ કરવાથી સ્તનપીડા મટે

ખાવા આપવી. ( ૮ ) મેથીની અથવા અળવીની ભાજી ખાવી ( ૯ ) સૂર્ય રહેતી વેળાએ તાનમા અર્ધી મુડી સુવા ખાવાનો મહાવરો રાખવો અને સવારે પણ ખાવા એટલે દૂધ નિર્વિકાર થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—અખરોડ-૪, અળવી-૨, આમધ-૧૨, કપાસ-૫, ગળો-૧૦, નાની અરણી-૨, ભોયકોળુ-૩ ૧૧ મેથી-૫, લીડી-પીપર- , શતાવરી-૧ **સ્તનમાં દૂધ કફદોષથી દૂષિત થયુ હોય તે માટે**—જેઠીમધ-૧૬ **સ્ત્રીઓના દૂધવિકાર માટે**—રાજહંસ-૨

**સ્તનવર્દ્ધન.**—( ૧ ) શિવણીનો રસ અને કલ્કમા તલનુ તેલ સિદ્ધ કરવુ તે તેલ રૂના પેલ ઉપર સીચી તે પેલ સ્તન ઉપર બાધવુ એટલે બેસી ગએલા સ્તન ઉપર તરી આવે છે તથા હાથીના ગડસ્થળ જેવા ઉચાઇમા જણાય છે ( ૨ ) નાગબલાના મૂળ પાણીમા વાટી સ્તનને ચોળવા, એટલે સ્તન કઠિન, પુષ્ટ અને ઉચા થાય છે ( ૩ ) કમળાક્ષ ( કમળકાકડી ) વાટી, તે દૂધ અને સાકર સાથે પ્રાશનાર્થ આપવુ, એટલે સ્ત્રીઓના સ્તન એક મહિનામા સ્થૂલ થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ પ્રા૦આ૦મા—ખીરખહોટી-૮

**પથ્ય**—રક્તપિત્ત ઉપર જે પથ્ય કિવા અપથ્ય કહેલી છે, તે પ્રદર ઉપર પણ રાખવી વાતવ્યાધિ ઉપર જે પથ્ય કહેલી છે તે અને સાઠીચોખા, ઘઉ, મગ, જવ ઘી, દૂધ, મધ, સાકર, કૃષ્ણ, કળા, આમળા, દ્રાક્ષ, આમ્લ ( ખાટા ) નીરા શીતળ એવા પદાર્થ કસ્તુરી, ચદન, કપૂર, પ્રિય એવા અન્નપાન **અપથ્ય**—ગેડ, ઉલટી, વાસી અન્ન, વિષમાશન, અતિમૈથુન, ક્ષાર પદાર્થ, આયાસ, ભાર ઉચકવો, તીખા ખાટા, કડવા, તુરા અને વાતુલ પદાર્થો ગર્ભિણીએ વર્જ્ય કરવા કારણ વાતુલ પદાર્થ ભક્ષણ કરવાથી ગર્ભ જડ, ખુધો થાય છે પિત્તલ પદાર્થો ભક્ષણ કરવાથી ગર્ભનુ માથુ વાળ રહિત થાય છે અને તે પીળા વર્ણનો થાય છે તથા કફકારક પદાર્થો ભક્ષણ કરવાથી ગર્ભ શ્વેતકુષ્ઠી અને પાડુરાગી થાય છે

# ૬૩—સ્વરભેદ.

કારણ—અતિશય ખારા પદાર્થ ખાવા, મોટા સ્વરથી ગાયન કરવુ, વિદૂર ખાવા, કપર ખાવુ, કઠ ઉપર લાકડી આદિનો પ્રહાર થવો, ઝેર ખાવુ, ઇત્યાદિ કારણોથી કઠના સ્વરનો ભેદ થાય છે **ઉપચાર**—(૧) ગાયના દૂધમા આમળાનુ ચૂર્ણ આપવુ (૨) જમ્યા ઉપર ઘીમા મરી નાખી પીવા આપવુ (૩) લીડીપીપર, પીપળીમળ, મરી અને સુઠનુ ચૂર્ણ ગોમૂત્રમા આપવુ (૪) ત્રિફળા, ત્રિકટુ અને જવખારનુ ચૂર્ણ આપવુ (૫) કુલિંજન અથવા પુષ્કરમૂળ કિવા બોરડીનુ મળ મ્હોડામા રાખી રસ ગળે ઉતરવા દેવા (૬) બોરડીના પાદડા ઘીમા શેકી વાટી તેમા સિંધાલુણ નાખી આપવા (૭) જેઠીમધ, આમળા અને

---

* કેટલીક સ્ત્રીઓ અને દાઇઓ એમ માને છે કે સુવાવડમા મેથી દૂધને સુકવી નાખે છે

નાકને કાંઠે આપવા (૮) ગાયના ગરમ દૂધમાં સાકર અને મરીની ભુકી નાખી તે પાવું.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌષધમાં—આમળા-૨, આંબો-૨૬, દાડિમના-૧૦ કોલિજન-૮, જેઠીમધ-૨૩, નાગકેસર-૮, પુષ્કરમૂળ-૨, બોરડી-૨, ભાંગ-૧૮, મરી-૧૭ હળદર-૧૧ **ગળાનો અવાજ ખુલવા માટે અને સાફ થવા માટે**—ચણોઠી-૫, ધોળી પિલુડી-૩

# ૬૪—સંગ્રહણી.

જુઓ—જુનો ઝાડો—પૃષ્ઠ ૬૭૫

# ૬૫—હરસ-મસા.

**કારણ**—વાતાદિ દોષ ત્વચા, માંસ તથા મેદના અને તે ઠેકાણાના રક્તને દૂષિત કરી, ગુદાસ્થાને નાના પ્રકારની આકૃતિના માંસના અંકુર ઉત્પન્ન કરે છે તે અંકુરને અર્શ (મૂળવ્યાધિ) કહે છે અર્શના બે ભેદ છે એક સહજ એટલે જન્મની સાથે ઉત્પન્ન થનાર બીજો ઉત્તર જન્મ એટલે જન્મ થયા પછી મિથ્યા આહાર વિહારાદિકે કરી વાતાદિક કુપિત થવાથી ઉત્પન્ન થાય છે તે તેમજ શુષ્ક અને આર્દ્ર એમ પણ બે પ્રકાર છે ગુદાદ્વારની બહાર હોનાર રક્તસ્રાવ રહિત જે અર્શ તે સુકા એને લોકો મૂળવ્યાધિ કહે છે બીજા ગુદાદ્વારની અંદરની બાજુએ થનાર અથવા લોહી ટપકાવનાર હરસ તે આર્દ્ર એને લોકો દૂઝણા મસ અથવા 'રક્તમૂળવ્યાધિ' કહે છે દૂઝતા મસ ગુદાદ્વારની અંદરની બાજુએ ઘણે ભાગે ત્યાં ઉપર હોવાથી દેખાતા નથી પરંતુ શૌચની વખતે કરથીએ તે કદિ કદિ બહાર પડે છે ત્યારે માત્ર દૃષ્ટિએ પડે છે રક્તસ્રાવ રહિત અર્શ ગુદાની બહારની બાજુએ હોય તે જાડા અને કઠિન હોય છે તે લગારેક ચામખાલ જેવાજ હોય છે **પૂર્વરૂપ**—અન્ન અગ્નિમાંદ્ય અન્ન ન પચવું, નાનું દુખવું, અલ્પપુરીષત્વ સંગ્રહણી પાંડુરોગની પીડા, ઉદરરોગની આશંકા, સ્તનાશ બલહાનિ, પેટમાં ગડગડ શબ્દ ઓડકાર એ પૂર્વરૂપના લક્ષણો જાણવા. ×**ઉપચાર.**—(૧) રસગાવતીનો રસ ૧ તોલો અને ઘી એક તોલો એકત્ર કરી

---

* જાવંત્રી લીંડીપીપર, સાજાળ બીજો એલચી મધ, લવંગ અને અક્કલકરો સમાન ભાગે ચૂર્ણ કરી તે ચૂર્ણ મધમાં ચાટવાથી સ્વર ઉઘડે (૨) સિંધવ, જેઠ બાવચી ભામી, ભીગડો હળદર મરી અને લીંડીપીપર બરાબર વજને લઈ ઘી મધ સાથે કેટલાક દહાડા ચટાડે તો આરામ થાય (૩) એક હિંદી કવિ કહે ગયો છે કે "હર મોલિજન લાઇચી ગાંઠ પીપર પાન ખટ મિલાઇ ગોળી કરે કોકિલ સમાન"

× આંબાહળદર અને કટકડીની થેપલી કરી ચાંધવાથી મસા ખરી પડે (૨) કેરડાની મૂળની છાલ તોલા ૫ દોઢ શેર પાણીમાં ઉકાળી તે પાચ તોલા ૨૧ ચાર ગળીને દિવસ ૩ પાવું (૩) કડવેલાના પંચાગનો ધુમાડો આપવો.

આપવો. (૨) મુળાનો કંદ પીસી તેનુ પાણી ૨ તોલા કાટ્યુ અને તેમા ગાયનુ ઘી ૧ તોલો નાખી આપવુ (૩) ગરખુખાના મળ દહીમા આપવા (૪) હરડે, સુંઠ અને ચિત્રકના કાઢામા તજ અને જવખારનુ ચૂર્ણ આપવુ (૫) હરડે મરી, વાવડીંગ, અજમો ચિત્રક અને સુંઠનો કાઢો આપવો (૬) અરલુ, ચિત્રક-મળ, ઇંદ્રજવ કરંજ સિંધવ અને સુંઠનુ ચૂર્ણ સાત દિવસ પર્યંત પ્રાશન કરવાથી ગુદામાના અર્શ ગરી પડે છે (૭) કડવા લીમડાના ૨૧ પાંદડા બારિક વાટી ચોખા મગની વાટેલી દાળમા મિશ્ર કરી તેને બાખડી ગાયના ઘીમા શેકી તે ૨૧ દિવસ ખાવુ એટલે સર્વ અર્શ ગરી પડ છે મીઠુ ખાવુ નહિ સિંધવ થોડો ખાવો (૮) બાળહરડે, તલ અને ભિલામાના ચૂર્ણમા દુપટ ગોળ નાખી ગોળીઓ કરવી તે અનુપાન જોઇ આપવી, એટલે મૂળવ્યાધિ, જ્વર, કુષ્ટ, કાસ, શ્વાસ અને પથરી વગેરે રોગો દૂર થાય છે (૯) મલાવષ્ટંભ થયો હોય તો અજમો અને બીડખારયુક્ત છાશ પીવાથી ગુદામાનો રોગ દૂર થાય છે તે કદિ ઉત્પન્ન થતા નથી. છાશ પીવાથી વાહિનીમાનુ લોહી શુદ્ધ થઈ રસ, બલ, પુષ્ટિ અને વર્ણ માંગ થાય છે અને આનંદ પણ થાય છે તથા વાત, કફના સેકડો વિકારો નાશ પામે છે (૧૦) સુરણ ૧૬ ભાગ, ચિત્રક ૮ ભાગ, સુંઠ ૧ ભાગ અને મરી ૧ ભાગ લઇ તેનુ ચૂર્ણ કરી તેના સમાન ગોળ લઇ ગોળીઓ કરી આપવી (૧૧) સુરણના કંદને માટીનો લેપ કરી પુટપાક રીતે અગ્નિમા શેકી તેમા તલનુ તેલ અને સિંધવ નાખી ખાવુ (૧૨) સિંધવ ઇંદ્રજવ કરંજ અને કડવા લીમડાની છાલ એ આપધો વાટી આપવા (૧૩) વરધારો, ભીલામો અને સુંઠ, એ ત્રણ ઔષધો સમાન લઈ તેનુ ચૂર્ણ કરી તેમા તેનાથી બમણો ગોળ નાખી ગોળીઓ કરીને ખાવી (૧૪) લીંડીપીપરનુ ચૂર્ણ છાશમા આપવુ

(૪) લીંબોળીના બીજ તથા એળીયો લઈ પાણીમા ચણોઠી જેવડી ગોળી કરી આપવાથી લોહી બંધ થશે એ ગોળી રસવતીના પાણી સાથે વાળવી (૫) ભોંરિંગણીના પાંદડા છાયામા સુકવી ભુકામા ભેળવી ચલમમા પીવાથી મસા મટે (૬) ઇંદ્રજવ, માલકાંગણી તથા કાળીજીરી વાટી દરરોજ ફાકી કરવાથી ગુદામાના દુઝતા મસ મટે (૭) માજુનના લાડકા ૧ તોલો, શોધ્યો મોરથુથુ ૧ તોલો અને દાલચીકના ગા તોલા લઇ ૫ તોલા ધોએલા ઘીમા મલમ કરી મસા ઉપર ચોપડવાથી મસા ખરી પડે આ અનુભત છે (૮) હરસ ઉપર ઉભી કાગસીના પાંદડાને ખાંડી તેમા થોડુ પાણી નાખી ખૂબ ખાંડી તેમાથી કપડે ગાળી કહાડેલા રસ તોલા ૫ મા માફકસર સાકર, પતાસા અથવા ખાંડ એ ત્રણમાથી એક વસ્તુ નાખી પાવો (૯) હરસ ઉપર બે વરસનો જુનો કપાસ વાડમા ઉગેલો હોય તેના મૂળને પાણી સાથે પત્થર ઉપર ઘસી તૈયાર કરેલો રસ માફકસર પાવો. (૧૦) હીમજ તોલા ૫ લઈ કાચા એરંડીયા તેલમા તળી તેને ખૂબ ઝીણી ખાંડી ચૂર્ણ કરી દરરોજ અર્ધા તોલા પ્રમાણે ફાકવી. આ દવા રેચક હોવાથી તે ઉદર સબંધીના બીજા ઘણા દર્દોને હઠાવે છે, ઉદરમા જામી રહેલા સુકા મળને પીગળાવી ઝાડા વાટે બહાર કહાડે છે અને હરસનો નિ:સંદેહ નાશ કરે છે

તેનો લેપ કરવો (૬) ભિલામાના તોડાનો લેપ કરવા (૭) સરગવાના મૂળના રસમા સોમલ ઘસી તેનો લેપ કરવો (૮) તુવેરના અને કારેલાના રસમા હરતાલ ઘસી લેપ કરવો (૯) મનુષ્યકેશ સર્પની કાચળી, વાવડીંગ, આકડાના મૂળ, ખીજડીના પાદડા, જુના શીંગડાને ઉગેલા અંકુર અને હીંગની ધૂણી આપવી. (૧૦) શિળાનુ ચૂર્ણ, શિગ્રુ અને તેલ એકત્ર કરી ધૂણી આપવી (૧૧) ખારેકના બિયા ઝીણા કરી તેની ધૂણી આપવી. (૧૨) કડવા તુરીયાના બિયા અને આમલીની છાલની ધૂણી આપવી (૧૩) શ્વેત કરેણ અને જટામાસીનો લેપ કરવો (૧૪) વાનરની વિષ્ટા અજમાના ફૂલ અને કળીચુનાની ધૂણી ૭ દિવસ આપવી, એથી અર્શ ગરી પડે છે (૧૫) પોપૈયાના કાચા ફળનો ચીકણો રસ મસાને ૩ દિવસ ચોપડવાથી મસા ગરી પડે છે

**પથ્ય**—સાઠી ચોખા, મગ, કળથી, સુવા, તુવર, ચાકવત, ચીલ, ગીલોડા, કોળુ, પરવળ, કારેલા, સુરણ, રાઇ, છાશ, ઘી, કુમળો મૂળા અને કુમળા વેગણ

**અપથ્ય**.—ચણા મઠ, મસુર, પાવટા, ચોળી, શેલડી, કેળ, ફણસનો ગર અને શાક જડ પદાર્થ સામો, દૂધ અને ગોળ.

**સૂચના**—જેને ભિલામો ઉપડતો હોય તેણે ભીલામાના ઉપાય કરવા નહિ બીજાઓએ કરવા

# ૬૬—હાથીપગો (શ્લીપદ).

**સંપ્રાપ્તિ**—જે રોગ સોજાવાળો હોઇ હાડમ બિના ઠેકાણે પીડા કરી ક્રમે કરી માણસના પગોમા ઉતરે છે, તે રોગને "શ્લીપદ" કહે છે કોઇ (મ૦) વારૂણ પણ કહે છે જે દેશમા સર્વ કાળ ઘણુ પાણી એકઠુ થઈ રહે છે ને દેશમા અને જે દેશમા બધી ઋતુઓમા ટાઢીજ હોય છે તે દેશમા ઘણુ કરી આ રોગ ઉત્પન્ન થાય છે

**ઉપચાર**.—(૧) લોહી કઢાવવુ (૨) ધતૂરો, એરંડમૂળ, નગોડ, સાટોડી, સરગવો અને સરસવનો લેપ ઘણા વખત ઉપરનો શ્લીપદ હશે તો તેનો પણ નાશ કરશે (૩) વરધારાનુ ચૂર્ણ, કાંજી કિંવા ગોમૂત્ર સાથે લેવાથી મોટો કષ્ટસાધ્ય શ્લીપદ વર્ષ ઉપરનો હશે તો પણ તેનો નાશ થશે. (૪) બાખરના મૂળનો અગરુ અને ધોળા સરસવનુ તેલ બન્ને સમાન લઇ પાવા (૫) ધોળા એરંડાના તેલવડે હરડે તળી ગોમૂત્ર સાથે ૭ દિવસ ખાવી એટલે શ્લીપદનો નાશ થાય છે (૬) નાગની છાલનો કાઢો કરી ગોમૂત્ર નાખી આપવો એટલે **શ્લીપદ** અને મેદરોગ દૂર થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વર્ના૦મા—આદંડા-૧૭ જીયોપોતો—૨, વરધારા—૧ માગ—૬, હરડ—૧૨ હળદર—

**પથ્ય**:—ચોખા જવ, કળથી, લસણ પડોળા, સરગવો, કારેલા, કડવા, તીખા અને અગ્નિદીપન કરનાર પદાર્થ **અપથ્ય**—પિષ્ટાન્ન, ગોળ નાખી જે દૂધના પદાર્થ કર્યા હોય તે, મીઠા, ખાટા પદાર્થ, જડ અને કફકારક પદાર્થ

# ૬૭—હેડકી* (ઉચકી).

**કારણ:**—જડ અને મલબદ્ધ કરનારા પદાર્થોનું સેવન, ઠંડું પાણી પીવું, ઠંડા પાણીથી સ્નાન કરવું ઠંડું અન્ન ખાવું, ધમાડી અને ધૂળવાળા નાકમાં જવી, ગરમી અને વાયુનું અતિ સેવન, ઉપોષણ કરવું ઇત્યાદિ કારણોથી આ રોગ થાય છે

**ઉપચાર:**—(૧) લીંડીપીપરનું ચૂર્ણ અને મોરના પીંછાની ભસ્મ મધમાં કાલવી વારંવાર ચટાડવા, એટલે ઉચકી અને ઉલટીનો તુરત નાશ થાય છે (૨) જેઠીમધનું ચૂર્ણ મધમાં આપવું (૩) નગોડના બિયા અને લીંડીપીપરના કાઢામાં ગેરવી હીંગ એક માસાભાર નાખી તે આપવું (૪) અલીત્યનું નસ્ય આપવું (૫) બીજોરાના રસમાં મધ અને સંચળ નાખી આપવું (૬) ધમાસાના કાઢામાં મધ નાખી આપવું (૭) સોનાના વરખ માખણમાં આપવા (૮) નાગરમોથના બિયા લઇ તે આડગણા પાણીમાં ભિંજવી રાખવા અને મૃદુ થાય એટલે વસ્ત્રથી ગાળી તેનું પાણી ૪ તોલા પ્રાશન કરવું (૯) આમળા, લીંડીપીપર અને સુંઠનો કાઢો સાકર નાખી લેવાથી પ્રાણનો નાશ કરનારી ઉચકીનો નાશ થાય છે (૧૦) કોઠીનો કિંવા આમળાનો અગરસ, મધ અને લીંડીપીપર સહિત લેવાથી તે હેડકી અને શ્વાસને નિવારણ કરે છે (૧૧) ધુણી વગરના અંગારા ઉપર હીંગ અને અડદનું ચૂર્ણ નાખી તેની ધાણી પ્રાશન કરવી (૧૨) કઢેલું દૂધ અથવા શેલડીનો રસ પાવો (૧૩) ઉધરસ ઉપરના અને ક્ષય ઉપરના સર્વ ઉપચાર વાત, ઉધરસ ઉચકી તથા શ્વાસ ઉપર યોજવા

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—અડદ–૮ આમલીઓ–૫, કડુ–૩, કાસુંદરો–૭, કેળ–૫, કોઠી–૮, જાયફળ–૫, જેઠીમધ–૪, ધમાસો–૪ ધરો–૭ નાળીએરી–૯, પાટલા–૧, પીપળો–૩, ૧૫, પુંકરમૂળ–૧, બીજોરું ૭ ભારંગ–૯, મળા–૧, મોથ–૩, રતાંદળી–૧, રેણુકા–૧, લીંડીપીપર–૭, શેલડી–૫ ૧૨, સરગવો–૩, સુખડ–૮, હરડે–૨ હીંગ–૪ જુઓ ગો૦ ચૈં૦માં—દૂધ–૧૨ ઘી–૧૬ પ્રા૦ આ૦માં—ઘોડાની લીદ–૭, મોરના પીંછા–૧

---

* ૧ હેડકી ખાણું ખાવાથી થએલી તે **અન્નજા** ૨ બે ત્રણ હેડકી સાથે આવે છે તે **યમલા,** ૩ ધીમે ધીમે આવે છે તે **ક્ષુદ્રિકા.** ૪ નાભિમાંથી ઉત્પન્ન થતી ઘોર અવાજવાળી હોય તે **ગંભીરા,** અને ૫ આખા શરીરને કંપાવે તે **મહતી,** એમ પાંચ પ્રકારની છે

**ઉપાય**—(૧) અજમાની સુખડી (સાકર) કરીને ખવરાવવી એ હેડકીને સત્વર અટકાવનાર અનુભૂત ઉપાય છે (૨) બકરીના દૂધમાં સુંઠ નાખી પકવી તે ગરમ ખાવું (૩) લવંગ ટાંક ૧, અક્કલગરો ટાંક ૧ લીંડીપીપર ટાંક ૧, સુંઠ ટાંક ૧ સિંધવ ટાંક ૧, લઇ કુંવારના ગર્ભ સાથે ખરલ કરવું તેની વડબોર જેવડી ગોળીઓ કરી આપવી (૪) સરગવાનું મૂળ ગાયની છાશમાં ઘસી હીંગ નાખી પાવાથી હેડકી મટે

જુઓ અનુભૂત ઔષધ—ઔષધિક્રિયાના ક્વાથપ્રયોગની ટીપમા ન ૧૦ મલમપ્રયોગની ટીપમા ન ૭

**પથ્ય:**—ત્રિફળા, કળથી, ચોખા, જવ લસણ પરવળ અને મૂળા **અપથ્ય**—વાલ, અડદ, ઘેટીનુ દૂધ, પેંઉ, ખાટા પદાર્થ અને દુધી

# ૬૮—હૃદયના રોગ અથવા હૃદ્રોગ.

**કારણ:**—અતિ ઉષ્ણ, ખાટા, તુરા, કડવા પદાર્થોના અતિસેવને કરીને શ્રમ, અભિઘાત, અધ્યશન, મૈથુન, મળમૂત્રાદિ વેગોનુ ધારણ, ચિંતા ઇત્યાદિ કારણોથી હૃદ્રોગ ઉત્પન્ન થાય છે

**સંપ્રાપ્તિ**—વાતાદિ દોષ કુપિત થઈ રસ ધાતુને કુપિત કરી, તે હૃદયને કેટલીક પીડા ઉત્પન્ન કરે છે, એ વ્યાધિને હૃદ્રોગ કહે છે

**ઉપચાર**—( ૧ ) નસોતર, કચોરા, બળદાણા, રાસ્ના, સુંઠ, હરડે અને પુંકરમૂળનો કાઢો કિવા ચૂર્ણ ગોમૂત્ર સાથે પાવુ ( ૨ ) વાવડીંગ અને ઉપલેટનુ ચૂર્ણ વાવડીંગના કાઢામા આપવુ એથી હૃદયમાના અસાધ્ય કૃમિ પણ પડશે ( ૩ ) ગાયનુ દૂધ ૯૬ તોલા લઇ મદાગ્નિ ઉપર ગરમ કરી અર્ધુ બળી જાય ત્યા સુધી ઉકાળવુ અને ટાઢુ થયા પછી સાકર, મધ ઘી એ સર્વે તોલા અને લીંડીપીપરનુ ચૂર્ણ ૧ તોલો નાખી પાવુ તેથી કરી સર્વ પ્રકારના દોષોથી થએલો હૃદ્રોગ, જ્વર ઉધરસ અને ક્ષયનો નાશ થાય છે ( ૪ ) દશમૂળનો કાઢો જવખાર અને સિંધવ નાખી પાવા તેથી કરી હૃદ્રોગ ગુલ્મ ગળા શ્વાસ અને કાસનો નાશ થાય છે ( ૫ ) એરંડમૂળ ૮ તોલા આઠગણા પાણીમા કઢી, તે કાઢો જવખાર સાથે પાવો એટલે હૃદય કુક્ષિ અને કમ્મરના કેટલાનુ શૂળ દૂર થાય છે ( ૬ ) સુંઠનો ગરમ કાઢો પ્રાશન કરવો તે અગ્નિવર્ધક છે અને દમ, ઉધરસ, વાયુ, શૂળ અને હૃદ્રોગનો નાશ કરે છે ( ૭ ) સહદેવી અથવા તુપકડી (ગગેટી)ના મૂળ ગાયના દૂધમા પચન કરવા, અને તે દૂધ પાવુ તે હૃદ્રોગ, દમ તથા ઉધરસનો નાશ કરે છે ( ૮ ) શિમળાની છાલ દૂધમા વાટી એક મહિનો આપવાથી તે રસાયન ઉત્કૃષ્ટ બળકારક અને વાતનાશક છે એજ એક વર્ષ પર્યંત લાગલાગટ સેવન કરનાર સો વર્ષ પર્યંત કોઇ પણ રોગનો ભોગ થતો નથી ( ૯ ) પુંકરમૂળનુ ચૂર્ણ મધમા ચાટવાથી હૃદ્રોગ દમ, ઉધરસ અને ઉચકી (હેડકી)નો જલદીથી નાશ થાય છે (૧૦) ઘી, મધ કે ગોળનુ પાણી એમાથી એક સાથે અર્જુનવૃક્ષની છાલનુ ચૂર્ણ જે પીએ તે હૃદ્રોગ, જીર્ણજ્વર અને રક્તપિત્તને જીતી ચિરંજીવી થશે (૧૧) કઠુ અને જેઠીમધનુ ચૂર્ણ ગરમ પાણીમા પાવુ તે જીર્ણજ્વર, રક્તપિત્ત અને હૃદ્રોગનો નાશ કરે છે (૧૨) હરડે વજ, રાસ્ના લીંડીપીપર, સુંઠ નાગરમોથ અને પોખરમૂળનુ ચૂર્ણ આપવુ ( ૧૩ ) ઘઉ અને અરજુન સાજડનુ ચૂર્ણ બકરીના દૂધમા ગાયનુ ઘી નાખી સાકરવુ અને મધ તથા સાકર સાથે આપવુ એટલે શૂળ, હૃદ્રોગ અને ક્ષય એ રોગો દૂર થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—અરજુન સાજડ—૪, ૫, ૭, ૮,

૧૬, અાદુ-૧૯ એરંડા-૩૮, ગજેટી-૩, જેઠીમધ-૧૯ નાળીએરી-૧૮ પુષ્કર-મૂળ-૧, હાલના-૩ બીજોરૂ-૧૦ બોરમળી-, લીંડીપીપર-૨ -૮ વાવડીંગ -૬, ત્રિફળા-૧ નમેરવા-૧, ૧૫ **ઉરમાં સંચય થયેલું રક્ત શુદ્ધ થવા માટે:**— પીપળો-૮ **ઉરોઘાત એટલે છાતી દુખે તે** માટે—દાડમ-૮, બોરડી -૯ **છાતીમાં દુખતું હોય કે લોહી બગડેલું હોય તે** માટે—રક્તરોહિડા -૨ જુઓ ગાર્દ૦માં—દુધ-૧૫ પ્રા૦ઔ૦માં—હરિણશૃંગ-૧

**પથ્ય:**—ઘણાજ જુના રાતા ચોખા, પડોળા, કેળા જુનું કોળું કરી, દાડમ ગરમાળા જુનો ગોળ લસણ ધાણા મધ પાન વગેરે **અપથ્ય**—ઉપવાસ, ઉલટી, મૂત્ર, વાયુ ઉધરસ અને ઓડકાર, શ્રમ શ્વાસ મળ અને રૂદનના વેગનું ધારણ, મૈથુનનું દુઃખ તુરો ખારો રસ અને રક્તમોક્ષ

# ૬૯—ક્ષયરોગ.

**કારણ.**—અતિ મૈથુન અતિ માર્ગ ચાલવો અતિ શ્રમ કરવો ઘણું જોર જબર વિષમાશન (અકાળે થોડું કિંવા ઘણું ખાવું) મળમૂત્રાદિ વેગોનો અવરોધ એથી કરી કફ વાત પિત્ત કુપિત થઈ તે રસાદિ ધાતુને શુષ્ક કરી ક્ષયને ઉત્પન્ન કરે છે તે ત્રિદોષમાં કફનું આધિક્ય હોય છે

**સંપ્રાપ્તિ.**—કફપ્રધાન વાતાદિ દોષોએ રસવાહિની શિરાઓ રૂંધાઈ જવાથી, બધા રસ એક ઠેકાણે સુકાય છે પછી અનુક્રમે રસ રક્ત, માંસ, ઇત્યાદિ સપ્તધાતુ ક્ષીણ થાય છે આ અનુલોમ ક્ષય જાણવો અતિ મૈથુન કરનાર પુરુષનું વીર્ય ક્ષીણ થવાથી વાયુનો કોપ થાય છે તથા તત્સમીપસ્થ મજ્જાદિ સર્વ ધાતુઓ ઉલટા ક્ષીણ થાય છે તે કારણથી માણસ રાંક થાય છે આ રોગને **"રાજયક્ષ્મા"** પણ કહે છે

**પૂર્વરૂપ.**—શ્વાસ અંગગ્લાનિ, તાળુશોષ, કફનો સ્રાવ ઉલટી, અગ્નિમાંદ્ય, સળેકમ, ઉધરસ અને નિદ્રા ઇત્યાદિ લક્ષણો ક્ષય ઉત્પન્ન થવા પહેલાં થાય છે રોગીના આત્માને ખાવાનપણું કોઇને માંસ ભક્ષણની ઇચ્છા સ્ત્રી મદ્યવર્તમાન ક્રીડાની ઇચ્છા ઇત્યાદિ લક્ષણો થાય છે

**લક્ષણ.**—ખભા અને પડખાને ઠેકાણે દુઃખ હાથે પગે આગ, સર્વાંગે જ્વર, એ લક્ષણો થાય છે **અસાધ્ય લક્ષણો**—ઉધરસ અતિસાર, પાર્શ્વશૂળ, સ્વરભેદ અરૂચિ જ્વર એ છ લક્ષણો જેમાં છે તે અસાધ્ય જાણવા રક્તસ્રાવ, ઉધરસ, જ્વર, એ ત્રણજ લક્ષણો જેમાં છે અને જેના બળ અને માંસનો ક્ષય થએલો છે તે પણ અસાધ્ય જાણવા જે રોગીના નેત્ર શુક્લવર્ણ, અન્નદ્વેષ કરનાર ઊર્ધ્વશ્વાસી અને કષ્ટવડે ઘણું મૂતરનાર એવા રોગીને ક્ષય રોગ મારે છે ક્ષય ઉત્પન્ન થએલા રોગીનું એક **હજાર** દિવસની અંદર મૃત્યુ થાય છે **સાધ્ય લક્ષણો**—જે રોગીને તાવ ન હોતાં બળવાન હોય, ચિકિત્સા સહન કરનાર વિચારવાન અને એનો અગ્નિ પ્રદીપ્ત તથા કેવળ કૃશ ન હોય એવા રોગીને ઉપચાર કરવા.

**ક્ષયરોગ ઉપર ઉપચાર:***—(૧) બકરીનુ દૂધ, ઘી અને સાકર, એ સેવન કરવા. (૨) માખણ, સાકર અને મધમા એક ચણોઠીભાર સોનાના વરખ સેવન કરવાથી ક્ષયનો નિશ્ચય નાશ થાય છે ( ૩ ) સીતોપલાદિ ચૂર્ણ આપવુ (૪) લવગાદિ ચૂર્ણ આપવુ ( ૫ ) અશ્વગધાદિ ચૂર્ણ આપવુ ( ૬ ) એલાદિ ચૂર્ણ —એલચીદાણા, તમાલપત્ર, નાગકેસર અને લવગનો એક ભાગ ખારેક બે ભાગ, કાળી દ્રાક્ષ, જેઠીમધ સાકર લીંડીપીપરના ચાર ભાગ એ સર્વ એકત્ર કરી ચૂર્ણ કરી મધમા આપવુ ( ૭ ) દ્રાક્ષાદિ ચૂર્ણ—કાળી દ્રાક્ષ, ડાંગરની ડણુકી, સાકર જેઠીમધ, ખારેક, ઉપલસરી, વશલોચન, વાળો, આમળા, નાગરમોથ, ચદન, તગર, ચણકબાબા જાયફળ તજ તમાલપત્ર, એલચી નાગકેસર, લીંડીપીપર અને ધાણા, એ સમભાગ અને સર્વના બરોબર સાકર નાખી એ ચૂર્ણ સવારે સેવન કરવાથી પિત્ત, પિત્તદાહ મૂર્છા ઉલટી અને અરુચિને શમાવે છે તથા શરીરને કાંતિવાન કરે છે, અને પાડુ, કમળો, રક્તપિત્ત, ઉદર, દાહ, અરૂચિ, રાજયક્ષ્મા રક્તમેહ યોનિદોષ, રક્તાર્શ અત્રવૃદ્ધિ અને વિદ્રધિનો નાશ કરે છે આ દ્રાક્ષાદિ ચૂર્ણ સર્વ પ્રકારના ચૂર્ણોમા અતિ ઉત્તમ છે ( ૮ ) જવ અને ઘઉનુ ચૂર્ણ દૂધમા બાફી તેમા ઘી, મધ અને સાકર નાખી આપવુ. (૯) કર્પૂરાદિ ચૂર્ણ:—ભીમસેની કપૂર, તજ, ચણકબાબા જાયફળ અને જાવત્રી, એ સમભાગ અને લવગ ૧ ભાગ, જટામાસી ૨ ભાગ મરી ૩ ભાગ, લીંડીપીપર ૮ ભાગ અને સુંઠ ૫ ભાગ એ પ્રમાણે લઈ ચૂર્ણ કરી, ચૂર્ણ જેટલી સાકર નાખી તે ચૂર્ણ આપવુ તે હિતાવહ છે દાહ, ક્ષય, શ્વાસ, વૈવર્ણ્ય પીનસ દમ, ઉલટી અને કફરોગ ઉપર અનુપાનમા આપવુ ( ૧૦ ) લીંડીપીપર, દ્રાક્ષ સાકર, મધ અને સરસવના તેલનો લેહ આપવો ( ૧૧ ) મધ આમોહ, લીંડીપીપર અને સાકરનો લેહ આપવો ( ૧૨ ) અરડુસીના પાદડા, અશ્વગધ સમ્મજાના મૂળ અને ઓટોડીનો કાઢો આપવો ( ૧૩ ) અરજુન સાજડની છાલ સુઠ, બળદાણાના ઝાડના મૂળ આમળા અને એરડાનુ ચૂર્ણ ઘી અને મધ નાખી આપવુ તે ક્ષય અને કાસનો નાશ કરે છે ( ૧૪ ) આસોદ, ગળો, શતાવરી દશમળ, બળદાણા, ગગેટી પુષ્કરમૂળ અને અતિબલાનુ ચૂર્ણ આપવુ અને પથ્યને માટે દૂધાદિક આપવુ ( ૧૫ ) તાલીસાદિ ચૂર્ણ આપવુ. ( ૧૬ ) સાકર, મધ તથા માખણ આપવુ કિવા દૂધ મધ અને ઘી એકત્ર કરી આપવુ એટલે પુષ્ટિ આવે છે ( ૧૭ ) પત્રીની સાકર, લીંડીપીપર, દ્રાક્ષ, ખારેક, જેઠીમધ, કાગદી એલચી લવગ તમાલપત્ર અને નાગકેસરનુ ચૂર્ણ મધમા આપવુ, એટલે તે શ્રમ, દાહ, મસ્તકશૂળ તથા ક્ષયરોગનો નાશ કરે છે ( ૧૮ ) પુટપાકવિધિએ અરડુસીના પાદડાનો રસ કહાડી તે મધમા આપવો એટલે રક્તપિત્ત, શ્વાસ અને ક્ષય દૂર થાય છે ( ૧૯ ) કોળાના ગરનો રસ લઈ તેમા બે તોલા લાખનુ ચૂર્ણ નાખી આપવો એટલે રક્તક્ષયનો નાશ થાય છે ( ૨૦ ) દશમૂળ, બળદાણા,

*સંગૃહીત ઉપચાર.—(૧) ક્ષય અથવા દમવાળાને દહીં શેર ૦।। મા થોડુ મીઠું નાખી પાય તો ઉલટી થઈ માથણી નીકળે વાગણ-સાકર.

ગળો, પોખરમૂળ, દેવદાર અને નાગરમોથનો કાઢો પાવો, એટલે કુક્ષિ, ખાંધ અને ડોકના કેડાણનું શૂળ, ઉર:ક્ષત, ઉધરસ તથા શ્વાસ શાંત થાય છે ( ૨૧ ) ગળદાણા, બાયંકાળ, શિવણ, કાંટગોળની અને આંટોડીને વાટી દૂધ તથા મધ સાથે પાવું, એટલે ઉર:ક્ષત ક્ષયનો નાશ કરશે ( ૨૨ ) એલાદિ ગુટિકા આપવી ( ૨૩ ) ઉર:ક્ષતક્ષયી માણસને દૂધ અને મધમાં ધાણી ભક્ષણ કરવા આપવી ને પચી ગયા પછી સાકર નાખી દૂધ પાવું ( ૨૪ ) **ક્ષયથી ઉલટી થાય તે ઉપર:—** લાખનું સાકે ખારિક ચૂર્ણ, મધ, ઘી તથા દૂધ એકત્ર કરી આપવું ( ૨૫ ) **ઇક્ષ્વાદિ મોદક**—ભોંયકોળાના મૂળ, શેલડીનો રસ મધ અને વંશલોચન એ દરેક ૬૪ તોલા સાકર ૨૦૦ તોલા તથા કૌચબીજ, મરી, તજ, તમાલપત્ર અને એલચી, એ દરેક ૧૬ તોલા લઈ એનું ચૂર્ણ કરી તેમાં નાખી રવીએ મથન કરી, તેના ચાર તોલાના મોદક કરી ભરી રાખવા તેમાંથી બે વેળા અથવા એક વખત તે મોદક અગ્નિબળ જોઈ આપવા એ ઉપર પથ્ય સારી રીતે પાળવી, જિતેંદ્રિય રહેવું અને બ્રહ્મચર્ય પાળવું એટલે તે મોદક સંગ્રહણી અને એકાદશ પ્રકારના ક્ષયનો નાશ કરે છે એ વૃદ્ધ વ્યાકુલ અને ધાતુક્ષીણ થએલાને વાજીકરણ છે અને વાંઝણીને પુત્ર આપે છે તથા યુદ્ધ, સ્ત્રી, મદ્ય અને ભારથી શ્રમિત થએલા પુરુષોના બળને વધારે છે અને હૃદ્રોગ, પ્લીહા, સંગ્રહણી, મૂત્રકૃચ્છ્ર, અપતંત્રક અપસ્માર, વિષ અને ઉન્માદનો નાશ કરે છે આ રસાયન છે (૨૬) દ્રાક્ષ, સાકર, મધ અને લીંડીપીપર કિંવા આસોદ, સાકર, મધ, ઘી અને લીંડીપીપર એકત્ર કરી તે આપવું એટલે ધાતુક્ષય દૂર થાય છે (૨૭) મુસળીનું ચૂર્ણ ઘીમાં તળવું તથા તેમાં કૌચબીજ, ગોખરુ અને શતાવરીનું સમભાગ ચૂર્ણ મિશ્ર કરવું, અને એ સઘળા જેટલી સાકરની ભૂકી અને બકરીનું ઘી નાખી સવા તોલા પ્રમાણના લાડુ કરી રાખવા નિત્ય સવારે એક લાડુ ખાવા આપવો અને ઉપર પાંચ તોલા સાકરીનું દૂધ સાકર નાખી પાવું (૨૮) **અગસ્ત્ય હરીતકી**—જવ એક આઢક ( ૨૫૬ તોલા ) પ્રમાણના વજને લઇ ખાંડી તેમાં પાણી ચોપટ નાખી, ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી તેમાંથી જવ કહાડી નાખી રાખવું પછી દશમૂળના ઔષધો ૧૦ થઈને ૮૦ તોલા, ચિત્રા, પીપળીમૂળ અઘેડા, કચૂરો, કૌચબીજ, શંખપુષ્પ, ભારંગછાલ, ગજપીપર, બળદાણા અને પુષ્કરમૂળ એ દશ ઔષધો આઠ આઠ તોલા પ્રમાણે લઇ થોડા થોડા ખાંડી તેમાં પાણી પાંચ આઢક (૧૨૮૦ તોલા) નાખી, ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી ગાળી તે જવના કાઢામાં મેળવી, તેમાં મોટા હરડાં ૧૦૦ નાખી ઘી અને તલનું તેલ બત્રીસ બત્રીસ તોલા અને ગોળ ૧ તુલા ( ૪૦૦ તોલા ) તે કાઢામાં નાખી લચકો થાય ત્યાં સુધી પાક કરી, ટાઢું થયા પછી લીંડીપીપરનું ચૂર્ણ અને મધ એ સોળ સોળ તોલા પ્રમાણે લઈ પાકમાં મેળવવું આ અવલેહમાંથી રોગીએ દરરોજ ૨ હરડાં લેહ સાથે ખાવાં તેથી કરી ક્ષય, કાસ, જ્વર, શ્વાસ, હિચકી (હેડકી), મૂળવ્યાધિ, અરોચક, પીનસ અને સંગ્રહણી એ રોગો દૂર થાય છે. શરીરે કરચળીઓ પડે તે જતી રહે છે કેશ ધોળા હોય છે તે કાળા થાય છે,

તથા બળ અને કાંતિ આવે છે આ અવલેહ રસાયન છે, એથી કરી સર્વ પ્રકારના રોગો દૂર થાય છે. આ અવલેહ અગસ્ત્ય ઋષિએ કહેલો છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—અરગ્વુનસાજડ—૬ અરડુસી—૧૦, ૧૭, ઇન્દ્રજવ—૨૨, કાચકી—૧, જવ—૭, થુવેર—ઓથારો—૧૩, પીપળો—૧૮ બીજોરૂ—૧૩, લીંડીપીપર—૨૩,૨૪ વાકેરી—૩ **ક્ષયરોગ માટે**—અરડુસી—૧ **ઉરઃક્ષત ક્ષય માટે**—જેઠીમધ—૧૧, ડુંગળી—૨૦, પીપળો—૯ **રક્તક્ષય માટે**—એરંડી—૯ જુઓ ઔષૈ૦ મા.—દૂધ—૨૧, માખણ—૧ જુઓ પ્રા૦ ઔ૦ મા—મૂત્રવર્ગ—૧, સાબરસીંગ—૭.

**પથ્ય.**—ઘઉં, મગ,ચણા,બટી, માખણ, દૂધ, ઘી,કેળાં, ફણસ,કેરી, આમળા, નાળીએર, મરગવો, તાજી દ્રાક્ષ, સાકર, શરીરે સુગંધી તેલનું અભ્યંગ, ઉત્તમ, સુંદર અને મનોરમ્ય એવા સ્થાનો અને ગૃહોમા નિવાસ, માલાધારણ, ગાવું, કથા અને પુરાણનું શ્રવણ, મૃદુ અને શીત પવન, નાચ, ચંદ્રકિરણો, વીણાવાદન, સ્ત્રીનું દર્શન અને સુવર્ણ, મોતી તથા રત્નના અલંકારનું ધારણ. **અપથ્ય:**—વિરેચન, મળમૂત્રાદિના વેગનું ધારણ, શ્રમ, સ્વેદન, અંજન, જાગરણ, માદકકર્મ, રૂક્ષપાન, રૂક્ષાન્ન, વિષમાશન, પાન કાલીગડું, લસણ, હીંગ, ખાટા, તીખા, તુરા અને કડવા રસ આકડપાલો, ક્ષાર, વિરુદ્ધાશન, અધ્યશન, તેલાં કે ટીંડોરાં, કંકોડાં, દાહકારક પદાર્થ, ગતી અને ઓવત સોટોડી

# ૭૦—ક્ષુદ્રરોગ—ફોલ્લા, ફોલ્લીઓ વગેરે.

શાસ્ત્રકારે ગ્રંથમા ક્ષુદ્રરોગ માટે ૪૪ પ્રકારનો કહેલો છે તે પૈકી જરૂર જણાય તેટલાનુંજ અહીં વર્ણન કરેલું છે ×**અજગલ્લીક** (રાફડો)—ગળુ, ખાંધ, હાથ, પગ અને સાંધાને ઠેકાણે ત્રણે દોષોથી ગરૂડા (મ૦ વાકળી) જેવી ગાંઠ ઉત્પન્ન થાય

× **સંગૃહીત ઉપચાર:**—(૧) લોઢાના વાસણમા લીંબુના રસથી હિંગળો ઘસી ચોપડવાથી દાદરસી તથા ચાંદી મટે (૨) મહુડા રોગ ૦ા, હળદર પૈસા ૪ ભાગ, મીઠું પૈસા ૧ ભાગ, ત્રણેનો તલીયા તેલમા મલમ કરી ચોપડવાથી લોહીવિકાર મટે. (૩) ચીણીયો કપૂર ટાંક ૧, ફુલાવેલો ટંકણખાર ટાંક ૧, સોપારી ૧, એ ત્રણેને લીંબુના રસમા ઘસી ૧૪ દિવસ ચોપડવાથી કરોળીયા મટે (૪) મીણ તોલો ૧, ગળ તોલો ૦ા, કાથો તોલો ૦ા, મરી તોલો ૦ા, સિંદુર તોલો ૦ા, બગરા તોલો ૦ા, મોરથુથુ તોલો ૦ા લઈ ઘી શેર ૧ મા મલમ કરી ચોપડવાથી તજાગરમી જાય (૫) ગળ, કાથો અને મરી એકેક તોલો, સિંદુર તોલો ૦ા, મીણ તોલા ૨ અને ઘી તોલા ૧૦ મા મલમ કરી ચોપડવાથી તજાગરમી જાય (૬) કડુ, કરિયાતુ, ઇન્દ્રજવ, ત્રિફળા, લીમડાની છાલ, પિત્તપાપડો, ઉસબો, ગળો, સુંઠ, લીંડીપીપર, મરી અને કાળી જીરી ઉકાળી પાવાથી લોહીવિકાર મટે (૭) તુમડુ લઈ બે ફાડો કરી, ગભ કહાડી, વડાગરૂ મીઠું તે પર ભભરાવી તેને ગરમ કરી, દરદ ઉપર મૂકી ઉપર તેનીજ છાલ મૂકી પાટો બાંધવો ત્રીજા દિવસે છોડવો તો **કીડીયા નગારૂ** જાય. (૮) આમલસાર ગંધક ટાંક ૧, મોરથુથુ ટાંક ૧, સોધર ટાંક ૧, લીંબુના રસમા ખરલ કરી ચોપડવાથી કરોળીયા જાય (૯) **મલમ:**—પારો માસા ૫ અને આમલસાર ગંધક માસા ૫ અને ગંધક ઉડીયો માસા ૫ લઇ

છે તેનો ઉપાય નહિ કરવાથી તે હળવે હળવે મોટી થાય છે, તેને પુષ્કળ છિદ્રો પડે છે, તેમાથી સ્રાવ થાય છે, શૂળો ફુટે છે અને તેનુ મુખ ઉપર ઉપસી આવેલુ હોય વિસર્પ પ્રમાણે પ્રસરે છે **કક્ષા** ( કાખમાજરી, બાબલાઇ )—બાહુ, કાખ, ખાંધ અને ગરદનની જગોએ પિત્તકોપથી થએલી, કાળા ફોલ્લાએ વ્યાપ્ત અને વેદનાયુક્ત ગ્રંથિ થાય છે **અગ્નિરોહિણી** ( રસોળી )—કાખની આજુબાજુએ માસ ફાડનારા જે ગુમડા થાય છે તેના યોગે અતર્દાહ અને તાવ આવે છે, અને તે અંગારા જેવા લાલ થાય છે, તેમા વાયુ અધિક હોય તો સાત દિવસે, પિત્તાધિક્ય હોય તો બાર દિવસે અને કફાધિક્ય હોય તો પદર દિવસે રોગી મરે છે એ ત્રિદોષજ અગ્નિરોહિણી અસાધ્ય છે **પાદદાહી** ( તજાગરમી, વ્યાઉ ફાટવા. ):—જે માણસ સ્વભાવત ઘણુ ફરે છે, તેના પગો ફુટી વાયુના યોગે અત્યત બળતરા થાય છે, તળીઆમા ભગ પડે છે, ખાલ નીકળી જાય છે અને હાથે પગે દાહ થાય છે તેને પાદદાહી અને મરાઠીમા જાળવાત કહે છે એ હાથને પણ થાય છે **અંઆસાર.**—કહોવાણનો કચરો પગની આગળીઓમા લગવાથી તે આગળીઓની વચલી જગામા ચળ ઉત્પન્ન થાય છે બળતરા થાય છે, ચામડી સુજી જાય છે અને બળતરા થઈ સણકા આવે છે એને અંઆસાર કહે છે **દારૂણ:**—કફવાયુના યોગે કેશની જમીન અતિ કઠિન થઇ ચેળ આવે છે, ચરચર થાય છે અને ઝીણી ફાડકાઓ થઇ પાકે છે તેને દારૂણક કિવા દારૂણ કહે છે **વ્યગ** (વાગ)—શ્રમ તથા ક્રોધવડે કોપેલો વાયુ પિત્ત સાથે મળી મુખ ઉપર આવે છે તથા એક મડળ ઉત્પન્ન કરે છે તે દુખતુ નથી અને પાતળુ તથા શ્યામવર્ણ હોય છે તેને વ્યગ કિવા વાગ કહે છે **ગુદભ્રંશ** ( આમળ બુલુ મ૦ બાગેઙ )—રૂક્ષ તથા અશક્ત પુરૂષોની ગુદા ઢથલવાથી કિવા અતિસારના યોગથી બહાર આવે છે તેને ગુદભ્રંશ કહે છે **સુકરદંષ્ટ્ર**—દાહયુક્ત, કોરો લાલ, જેની ચામડી પાકેલી, તીવ્ર વેદનાયુક્ત, કડુયુક્ત અને જ્વર કરનાર એવો સોજો કિવા વ્રણ થાય છે તેને સૂકરદષ્ટ્ર ( ડુકરદાઢ ) કહે છે

**વલ્મીક** ( રાફડા ) **ઉપર ઉપચાર**—મનશીળ, ભિલામો, કાગદી એલચી, અગર ચદન અને જાઇના પાદડાનો કલ્ક કરી તેમા કડવા લીમડાની લીબોળી-ઓના તેલ પચન કરવુ તે બહુજ છિદ્રોના અનેક વ્રણયુક્ત વલ્મીકનો નાશ કરે છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—ભાગ ૬

નની કાજળી કરવી પછી મરી માસા ૫ કપીલો માસા ૫, રાળ માસા ૫, કાથો માસા ૫, ફુલાવેલો મોરથુથુ માસા ૫, મેદા માસા ૫, માલકાગણી માસા ૫, મીણ પૈસા ૨ ભાર, ગાયનુ ઘી પૈસા ૩ ભાર લઇ પ્રથમ ઘી તપાવી તેમા મીણ નાખી, પછી બાકીની સર્વ ચીજો ઝીણી વાટેલી નાખી ગરમ કરતા ઉભરા એ આવેથી ઉતારી પછી આંગળીથી ચાદા ઉપર ચોપડવાથી નાસુર ચાદા, **કીડીયા નગરૂ** (પગની એડીની નીચે કીડીના દર જેવુ થાય છે તે દરદ) પાકુ વગેરે જાય (૧૦) શરીર ઉપરના વ્રણ-ગાયા માટે—કોરવાડીઓ નામની વલ થાય છે જેના પાદડા લીબડા જેવા પણ નાના હોય છે તેને સીવોડા જેવા ત્રણ ખુણાવાળા પોપટામા કાળા રગના ત્રણ ત્રણ દાણા થાય છે તે દાણાની માળા કરી દોરામા પરોવી ગળામા પહેરવી.

**કક્ષા** ( કાખમાજરી ) **ઉપરઃ**—( ૧ ) વડના દૂધનો કિંવા વછનાગનો વારવાર લેપ કરવો (૨) ગુમડુ ફાટવાને માટે પુનર્નવેલીના પાદડા વાટી અથવા રાઇ અને કાથ એકત્ર વાટી પાટો બાધવો. (૩) ધોળી કલગારીનો કદ ઘસી ચોપડવો

**વિશેષ ઉપચાર** જુઓ વર્નોંમાઃ—કલગારી-૧, કૌચ-૯, ગુગળ-૪, બીલામો-૫, ગર્દ-૧૧, લસણુ-૨, વછનાગ-૭, વડ-૩

**કાળપુળી**(પાઠા)**ઉપરઃ**—(૧) કુવાડીઆના પાદડા વાટી સાત દિવસ બાધવા (૨) ઇન્દ્રવરણી અને કડવી ( લઘુ ) ઇન્દ્રવરણીના મૂળ ઠંડા પાણીમા ઘસી વારવાર લેપ કરવો (૩)વગડાઉ મરગવાના મૂળ,તાનવડીના(પાતાળ તુમડીના)મૂળ,દિંડીના મૂળ અને કલગારીના કાદાને પાણીમા એકત્ર ઘસી અથવા ફક્ત કલગારીનો કાદો ઘસી લેપ કરવો (૪) ઝાડ ઉપરના કાસાળુના કાદા પાણીમા ઘસી પાઠા ઉપર લેપ કરવો પથ્ય અલુણી. (૫) ગરમાળાના મૂળ છાશમા ઘસી પાઠા ઉપર લેપ કરવો અને નિવલીના મૂળ દૂધમા ઘસી પાવા. (૬) સાતવર્ણી પાવડીના મૂળની ભૂમિમાની ગાઠ ગાયના તાજા દૂધમા ઘસી પાવી અને તેના ઉપર લેપ કરવો (૭) પુત્રજીવ (જીયાપોતા) ઝાડની અતરછાલ પાણીમા ઘસી ચોપડવી એટલે કાળપુળી (પાઠુ) વિષના કાલ્લા ગડમાળ, ગલગડ અને કાખમાજરીનો નાશ થાય છે (૮) વિષ્ણુ-ક્રાન્તા તથા પેટારી એ બન્ને કાજીમા વાટી લેપ કરવો એટલે તે કાળપુળી, સવ પ્રકારની ગાંઠો અને ગુમડાનો નાશ કરશે આ ઓષધ કાળપુળીનો નાશ કરવા માટે મોટુ સમર્થ ઓષધ છે

**વિશેષ ઉપચાર** જુઓ વર્નોમા —ઇન્દ્રવરણા-૧૮, કલગારી-૩, કાસાળુ-૧, કુવાડીઓ-૨, ખપાટ-૧, ગરમાળો-૩, ચિત્રો-૩, જીયાપોતો-૧, વાલોળ-૨ વાંકેરી-૫, વિષ્ણુક્રાન્તા-૪

કાળપુળી જેવુ જ બીજા પ્રકારનુ મોટુ ભયકર ગુમડુ થાય છે તેના રોગોમા ચાલતા નામો, લક્ષણો અને ઉપચારો નીચે આપેલા છે. **બાળપુળી** — જે ગુમડાથી અગ્નિથી દાઝયા પ્રમાણે દાહ થાય છે તે **ચાળપુળીઃ**—જે ગુમડાથી ચાળણી પ્રમાણે છિદ્રો પડતા જાય છે અને કેટલાએક ઉપચારો છતા તે પોતાનો ક્રમ ન છોડતા, ઉપરને ઉપર છિદ્રો પાડતુજ જાય છે **દેડપુળીઃ**—ઉપર પ્રમાણે વિકાર થઇ શરીરના ભાગ ઉપર નખ જેવી કઠિન ચામડી વધારતુ જાય છે તે **પાઠુ.**—આ કાળપુળાનોજ પ્રકાર હોઇ એ બહુધા પીઠ ઉપર જે ઠેકાણે દૃષ્ટિ પહોચની નથી એવા કરોડના ભાગપર થાય છે **ઉપચારઃ**—(૧) કડવા લીમડાના પાદડા પાણીમા વાટી ગુમડા ઉપર વારવાર બાધતા રહેવુ, એટલે દાહ શાન થશે. (૨) કાળપુળી ઉપર કહેલા ઉપચારો સર્વ પ્રકારના ગુમડાં ઉપર કરવા (૩) વાંકેરીની જડ ઠંડા પાણીમા ઘસી પાવી અને ગુમડા ઉપર લેપ કરવો. (૪) ત્રિધારી કિંવા વકેરીના પાદડા પાણી નાખ્યા સિવાય વાટી ઉપર બાધવા. (૪) ત્રિધારી કાડવલનો રસ કાઢી તેમા વાંકેરીની જડ અને શખજીરૂ ઘસી તેનો ચાળપુળી ઉપર વારવાર લેપ કરવો.

**માંડપુળી** (બદ) એટલે સાથળ ઉપર ભયકર ફોડલી થાય છે તે **ઉપરઃ**—

(૧) મર્યાદવેલીનો કંદ અથવા ફળ વાટી ચોપડવું (૨) કોહળુ શેકી તેમાં મીઠું નાખી તે બાંધવું (૩) મખમલીનાં પાદડાં અને દુધીનાં પાદડાં મીઠું નાખી વાટી બાંધવા પથ્ય અનુપ્રમાણે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—આકડો–૨૪, ઉભગો–૭, કલગારી–૩, કાકડી–૨, કૌચ–૯ ખપાટ–૧, ખસખસ **ક** (અફીણ)–૧૭, ગલકી–૪ ગલુ–૧ ગુલછબુ–૨, ચિત્રક– તુરીઆ–૧, થુવેર ત્રણધારીઓ–૭, દિકા–૨, નગોડ–૧, પીંપળો–૧૯, બાવળ–૭, બીલામો–૬, ૧૨, મખમલી–૪, મર્યાદવેલ–૧, લીમડો (કડવો)–૩૯, વછનાગ–૨, વાવળા–૧, વિછુડા–૨, સણ–૨ **બદ પાકવા માટે**—અળસી–૨, કાળો ઉમરડા–૪, કુંગળી–૨૮, શિમળો–૧૦, હેળુ–૧ **બદ ફુટવા માટે**—કાજુ–૪, કામાળુ–૪, કુવાડીઓ–૯, ઝાડ શેવાલ–૧, મિંગજોળી–૧ **બદ રૂઝાવા માટે**—પીંપળો–૧૨, મોગલી એરંડા–૮, વાકિંગી–૪

**જાળવાત** (તળગરમી, હાથ પગનું ફાટવું) **ઉપર ઉપચાર**—(૧) ગાયના ઘીનું હમેશાં મર્દન કરવું એટલે દાહ શાંત થશે (૨) આમળાનો રસ કહાડી તેમાં ગાયનું ઘી નાખી પકવ કરી તે સેવન કરવું એટલે પિત્ત અને તળગરમીનો નાશ થશે. (૩) એનના (અરજુન સાજડના) અંકુર, બોરડીનાં પાદડાં અને આમળાને વાટી તેનો રસ હાથમાં અને પગતળીએ મર્દન કરવા (૪) લીલા પોપૈયા લાવી પીસી, તે પીસેલા પોપૈયા પતરાળામાં વીંટી તે પાણીથી ભરેલા ઢાંકણું દીધેલા વાસણમાં મુકી, મહાગ્નિવડે બાફી દઇ તે પીસેલા બફાએલા પોપૈયા હાથતળીઆમાં અને પગતળીઆમાં બાંધવા આ પ્રમાણે ચાર પાંચ વખત કરવું એટલે એ વિકાર નાશ પામે છે (૫) મીંઢળ, સિંધવ, ગુગળ, ગેરૂ અને વાળાનું ચૂર્ણ મધમાં અને ઘીમાં કાલવી તેનો લેપ કરવો (૬) મધ, મીણ, સિંધવ, ઘી, ગોળ, ગુગળ, રાળ તથા ગેરૂને એકત્ર કરી તેનો લેપ કરવો (૭) મોટાં માયફળ, મરમડો, કડવો લીમડો, મોચરસ ચતુ કોળુ, કાકડી, રાખનું પાણી, તેલ અને મીઠું એકત્ર કરી પચન કરી તે ચોપડવું એટલે તળાગરમીનો ત્વરિત નાશ થાય છે (૮) છીપો બાળી તેની ભસ્મ કરી માખણમાં ખરલ કરી ચોપડવી (૯) કડવી દુધી ચીરી કોરી તેમાં કડવા લીમડાનાં પાદડાં અને તેલ નાખી કઢવી તે તેલ ચોપડવું

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—નાગલાદુધેલી–૮, પોપૈયા–૫ બીડી–૨ સાજડ–૩

**ઓસાર ઉપર:**—( ૧ ) ડાંગરના તુસકા બાળી પગને કાળો રંગ જણાય ત્યાં ત્યાં સુધી ધુણી કરવી. ( ૨ ) કરંજના બિયા, હળદર હિરાકસી, પદ્મકાષ્ઠ મધ, ગોરોચન અને હરતાલનો લેપ કરવો તે હિતકારક છે ( ૩ ) ધોળા કાથાની અથવા શંખજીરાની ભુકી ઉપર ચોપડવી. ( ૪ ) વૃક્ષ પડવળીનાં પાદડાંનો રસ ચોપડવો

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—કાજુ–૧, ગોરખમુંડી–૮, ડાંગર–૧, મરવો–૧૨ બીલામો–૨૩, વિખરી–૧

**દાઝ્યુંક ઉપર.**—(૧) દુધમાં ખસખસ વાટી તેનો લેપ કરવો. (૨) રીંગણીના

રસમા કિવા જાસુદીના ફૂલના રસમા સમભાગ તેલ નાખી પચન કરી તે તેલનો લેપ કરવો. (૩) આબાની ગોટલીનુ અથવા હરડનુ ચૂર્ણ સમભાગ દૂધમા વાટી તેનો લેપ કરવો (૪) ભૃંગરાજ તૈલ.—ભાગરાનો રસ લોહકાટ, ત્રિફળા અને ઉપર-નાળના કલ્કમા તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો એટલે દારૂણક, અકાળે વાળ ધોળા થાય છે તે–પલિતરોગ, કંડુ અને ઇંદ્રલુપ્તનો નાશ થાય છે (૫) ભાગરાનો રસ અને ચણોઠીના કલ્કમા તેલ સિદ્ધ કરવુ તે કંડુ, દારુણક, કુષ્ટ અને મસ્તક વ્યાધિનો નાશ કરે છે

**વિશેષ ઉપચાર** જુઓ વનો૦મા —ખમખસ–૬, ૯

**વ્યંગરોગ ઉપર:**—(૧) વડની વડવાઈઓ અને મસૂરનો કિવા મધમા મજીઠ નાખી તેનો લેપ કરવો (૨) અરજુન સાજડની છાલ, મજીઠ, અરડુસી અને મધનો લેપ કરવો (૩) વાયવરણાના કાઢાથી મ્હોડુ ધોવુ એટલે વ્યંગરોગનો નાશ થશે (૪) જાયફળનો લેપ કરવો (૫) મસુરા દૂધમા અને તેમા ઘી નાખી તેનો સાત દિવસ લેપ કરવો એટલે મ્હોડુ કમલપત્ર જેવુ થાય છે તારૂણ્ય-પિટકા એટલે મર્મસ્થાનના ગુમડા (ખીલ) ઉપર:—(૧) બીજોરાના મૂળ, ઘી, મનશીળ અને ગાયના છાણના રસનો લેપ કરવો તે મર્મનો ઉત્તમ વર્ણ કરે છે, અને તારુણ્યપિટકા વાગ તથા કાળાપણાનો નાશ કરે છે (૨) જાયફળ, ચંદન અને મરી એકત્ર વાટી તેનો લેપ કરવો. (૩) લોધર, ધાણા અને વજનો કિવા ગોરોચન અને મરીનો લેપ કરવો (૪) અર્જુનવૃક્ષની છાલ દૂધમા વાટી લેપ કરવો. (૫) મજીઠ મધમા વાટી લેપ કરવો (૬) મોચરસના ઝાડના (શિમળાના) કાટા દૂધમા વાટી તેનો લેપ કરવો

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —અરજુનસાજડ–૧૪, ઇંગોરીયા–૨, જાયફળ–૭, તલ–૨, રતાંદળી–૩, લોધર–૨

**ગુદભ્રંશ (આમળ) ઉપર***:—(૧) કમલિનીના કુમળા પાદડા શેકરાવુકત ભક્ષણ કરવા (૨) ચુકો, બોર, દહી કેરી સુઠ તથા ક્ષાર, એમા ઘી સિદ્ધ કરવુ અને લેપ કરવો. એટલે ગુદભ્રંશનો નાશ થશે. (૩) કોકમ, ચિત્રો, ચુકો, બીલા, પહાડમૂળ અને જવખારને છાશમા વાટી પ્રાશન કરવા. (૪) ગાયનુ છાણ ગરમ કરી તે વડે શેક કરવો

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા –કમળ–૧, ચુકો–૨, મુચકંદ–૮ મહદેવી–૨

**સકરદ્રષ્ટ્ર ઉપર.**—(૧) ભાગરાના મૂળ અને હળદરના કલ્કનો લેપ કરવો (૨) રાતા કમળના મૂળનો કલ્ક ગાયના ઘીમા પ્રાશન કરવો તે નિયમવડે સકરદ્રષ્ટ્રથી ઘોર તાવ ઉત્પન્ન થાય છે તેનો પણ નાશ કરે છે (૩) હળદર અને ભાગરાના

* (૧) બોરી ગુદર અને મગનુ પીઠુ ઘી નાખી આપવાથી આમળ ન નીકળે. (૨) કલાઈ સફેતો અને માયા ઝીણા વાટી આમળ સાથે ભભરાવી લુગડાના કુચાથી અથવા જુના ખાસડથી હળવે હળવે દાબી આમળને બેસાડવી આમ માસ ૬ સુધી કરે તો ૪૦ વર્ષનુ જુનુ દરદ પણ મટે.

મૂળ પાણીમાં વાટી તેનો લેપ કરવો, તેથી કરી વિસર્પ અને સૂકરદંષ્ટ્રનો નાશ થાય છે. **૨ કક્ષુમ એટલે માથા ઉપર ટાલ પાસે જે રોગ થાય છે તે ( ઉંદરી ટાલ ) ઉપર ઉપચાર**—(૧) રિંગણીનો સ્વરસ કિંવા ચણોઠીના મૂળ અથવા ફળનો કિંવા ભિલામાના રસનો મધમાં લેપ કરવો. (૨) હાથીદાંત શેકી તેની ભૂકી, બકરીનું દૂધ અને રસાંજન એકત્ર ખરલ કરી લેપ કરવો. (૩) કડવી પટોળીના પાંદડાંનો રસ ચોળવો. (૪) ગોખરૂ, તલના ફૂલ, મધ અને ઘી, એ પદાર્થો સમાન લઈ મસ્તકે લેપ કરવો. (૫) જાઈ, કરંજ, વાયવરણો અને કરેણના રસમાં તેલ નાખી પચન કરવું અને તે તેલ ચોપડવું. (૬) રાતી જાસુદીના ફૂલ અથવા પાંદડાં ચોળવાં. (૭) મોટા કમળ, જેઠીમધ, લીંડીપીપર, ચંદન અને નાના કમળ એકેક ભાગ, તેલ ૧૬ ભાગ, આમળાંનો રસ ૬૪ ભાગ કલ્પી તેલ સિદ્ધ કરી ચોપડવું. એટલે સર્વ પ્રકારના મસ્તક રોગ અને વાળ વગેરે દૂર થશે. તાંદળજાનું શાક ભક્ષણ કરવું. (૮) નેપાળો પાણીમાં ઘસી ચોપડવો. (૯) પોપૈયાનું દૂધ ચોપડવું.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—ગોખરૂ મોટા–૮, ચણોઠી–૪, ૨૩, તાંદળજો–૧૦, પટોલ કડુ–૫, ભાંગરી–૧, ભીલામો–૨૮, ભોંયરિંગણી–૨, રતનજોત–૫, ગુંજા–૧.

**નખોરીઆ ( એટલે નવેલો એ રોગ નખ અને આંગળી વચ્ચે થવાથી નખ ઉપર બાજુએ ઉપસી આવે છે તે ) અને પરૂ ઉપર**—(૧) છીપનો ચુનો અને સિંદૂર માખણમાં ખરલ કરી તેની પટ્ટી લગાવવી. (૨) શસ્ત્રવડે યથાયોગ્ય કાપી વ્રણોક્ત ચિકિત્સા કરવી. (૩) શિવણીના કુમળાં સાત પાંદડાં લઈ આંગળીએ બાંધવાં. (૪) નખની બાજુએ ટંકણખારનું ચૂર્ણ ભરવું એટલે ત્વરિત ગુણ આવે છે. (૫) કઢાએલા લીંબુની ટુંગલી નખ ઉપર બાંધવી. (૬) કડવા લીમડાના પાંદડાં મીઠું નાખી વાટી ઘીમાં શેકી તેનો પાટો બાંધવો. (૭) રેવચીનો શીરો ઘસી ચોપડવો એટલે સોજો ઉતરશે.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—લીમડા (કડવો)–૪૦.

**અરૂંષિકા એટલે ખોડા× ઉપર**—જૂની પેંડ અને કુકડાની હગારને ગોમૂત્રમાં ખરલ કરી લેપ કરવો એટલે ખોડા ત્વરિત જશે. (૨) લીંબુનો રસ ઉપર ચોળવો અને ઘોડાના મૂત્રમાં અથવા લીંદના રસમાં સિંધવ નાખી તેનો લેપ કરવો. (૩) ખેર, કડવો લીમડો, કડો અને જાંબુડાના ઝાડની છાલ વાટી, ગોમૂત્ર અને સિંધવમાં મેળવી તેનો લેપ કરવો. (૪) હળદર, દારૂહળદર, કરિયાતું ત્રિફળા, કડવો લીમડો તથા ચંદનના કાઢામાં કિંવા કલ્કમાં તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો. (૫) ભિલામો તેલમાં ઘસી ચોપડવો. (૬) બોડી અખેડીના ઝાડની રાખ તેલમાં ખરલ કરી ચોપડવી. (૭) મેંદી વાટી તેનો એક આંગળ જાડો લેપ કરી ચાર પહોર પછી તે ધોઈ તે ઉપર તલના તેલમાં નાળીએરના છોડાની રાખ મેળવી તે

×કપીલો પૈસા ૧ ભાર, સિંધવ પૈસા ૧ ભાર, મોરથુથુ પૈસા ૧ ભાર લઈ ઝીણાં વાટી તેમાં ૪ ભાગ ઉનાં કરેલાં ઘીમાં નાખી પહોર ૧ સુધી ખૂબ ઘુંટી મલમ કરી માથા ઉપર ચોપડવાથી ખોડો દાદર વગેરે માથાના દરદ જાય.

ચોપડવી. ( ૮ ) શખજીરૂ, ચિકણી સોપારી અને ધોળા કાથાનુ ચૂર્ણ માખણમા ખરલ કરી ચોપડવુ (૯) શંજકર્ણીના કિવા ગરમાળાના પાદડા વાટી ઉપર ચોળવા. ( ૧૦ ) એરૂ અને કાળી તુળસીના પાદડા એકત્ર વાટી ચોળવા ( ૧૧ ) કળીચુનો અને હરનાલ પાણીમા વાટી તેનો લેપ કરવો ( ૧૨ ) તલના પાડદાની રાખ તલના તેલમા ખરલ કરી ચોપડવી અને એજ રાખ સુકી ખરજ ઉપર લીબુના રસમા ચોપડવી ( ૧૩ ) લીંબુ અને મરવાના પાદડાનો રસ ચોપડવો ( ૧૪ ) ગોળને તવા ઉપર બાળી તેની રાખ માખણમા ખરલ કરી ચાપડવી. ( ૧૫ ) મોરથુથુ પાણીમા ડાલવી તેમા તેલ કડવી ને ચોપડવુ

**વિશેષ ઉપચાર** જુઓ વનો૦મા —ઇન્દ્રજવ-૫, ઉકણુ-૪, કંઇ-૩, કડવી ડવઇ-૨, ડણુઝી-૯, કાગીવેલ-૧, પીપર-૨, બીલામો-૨૦, બીડી-૨, મરવો-૩, મુગવેલ-૨, મેઢાશીગ-૩, મેદી-૭, મગગવા-૧૯

**પલિતરોગ (અકાળે કેશ ધોળા થાય છે તે ) ઉપર ઉપચાર:—** ૧) લોહચૂર્ણ, ભાગરો ત્રિફળા અને કાળી માટીને શેલડીના રસમા વાટી એક મહિનો લેપ કરવા એટલે કેશ કાળા થાય છે (૨) આમળા ૮ તોલા, બહેડા ૪ તોલા, હરડા ૮ તોલા, આબાની ગોટલીમાનુ મગજ ૨૦ તોલા અને લોહચૂર્ણ ૧ તોલો એકત્ર વાટી ને કંઈક લોહપાત્રમા મૂકવા અને રાત્ર તેનો લેપ કરવો. (૩) કડવા લીમડાના બિયાનુ તેલ કહાડી તે વાળને ચોપડવુ, નસ્ય આપવુ તથા દૂધ અને ભાત જમવા, એટલે એક મહિનામા બધા કેશ કાળા થાય છે (૪) શિવણીના મળ કાટાસરીઆના ફૂલ, કેતકીના મૂળ, લોહચૂર્ણ, ભાંગરો, અને ત્રિફળાના કાઢામા તેલ નાખી પચન કરવુ ને એક મહિનો જમીનમા પુરી રાખવુ પછી લેપ કરવા, એટલે ધોળા થએલા કેશ કાળા ભ્રમર જેવા થશે. **અહિપૂતન એટલે બાળકની ગુદા પાકે છે તે ઉપર ઉપચાર—** ( ૧ ) પહેલા માતાના દૂધનુ શોધન કરવુ, પછી ખર અને ત્રિફળાના કાઢાવડે ત્રણ ધોવુ ( ૨ ) શખ, સુરમો અને જેઠીમધનો લેપ કરવો ( ૩ ) કડવા પડાળાના પાદડાં, ત્રિફળા અને રસાજનના કલ્કમા ઘ્રુત સિદ્ધ કરી ને પ્રાશનાર્થ આપવુ, એટલે કષ્ટસાધ્ય રોગ પણ દૂર થાય છે **ટાચરૂસ ( એડીના સોજા ) ઉપર.—** બેમનુ ત્રાણુ ઉનુ કરી બાધતા જવુ **હાથના પાસાને સોજો આવે છે તે ઉપર —** ( ૧ ) અરણીના પાદડામા મીઠુ નાખી વાટી પાટો બાધવો ( ૨ ) કુવેરના પાદડાને હળદર નાખી ગરમ કરી બાધવા. ( ૩ ) આકડાના દૂધમા કણુક મેળવી પોટીસ બાધવી. ( ૪ ) ઊંગ્રેકાયલાના બિયા ઘસી ચોપડવા. **કુલાઓ ઉપર મોટો સોજો આવે છે તે ઉપર.—** ( ૧ ) કુણી થુરીઆના પાદડા અંગારામા શેકી ને ઉપર હળદર નાખી ગરમ ગરમ બાધવા. ( ૨ ) અરણીના પાદડા તથા સોમલને થુકમા ખરલ કરી લેપ કરવો, એટલે હાથનો સોજો પણ જાય છે. ( ૩ ) કાળા ગોળનો લેપ કરવો. ( ૪ ) આકડાનુ દૂધ ચોપડવુ. ( ૫ ) મોટી કાકડીની જાડી છાલ બે ત્રણ દિવસ

*અહી ગુડસીનો અર્થ કુલાઓ કર્યો છે પણ મનલબ મગજમા એનો અર્થ હુ ટણ બતાવ્યો છે

બાંધવી ( ૬ ) ભેંસના છાણમાં નાગણી ( નાગણી ) અને કળથીનો લોટ મેળવી જાડો રોટલો કરી શેકી ગરમ કરી બાંધવા

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—આકડા–૧૬, ડાકડી–૨, દક્ષણી થુરીએ –૩, નાગલી–૪, ગેલડી–૧૬

**શોથોદર.**—આ રોગમાં વાયુનું પ્રાધાન્ય છે નાના બાળકને પણ આ રોગ થાય છે. પ્રથમ હાથે અને પગે સોજા આવી મ્હોડા પર્યંત જાય છે કિંવા મુખે પ્રથમ સોજા આવી હાથ પગ પર્યંત જાય છે એવા એના બે પ્રકાર છે આ રોગમાં આખા શરીરે સોજા આવવાથી રોગી નિસ્તેજ થાય છે રોગીના સોજામાં બળ તરા હોઈ ગળફા પડે છે, તે રોગી અસાધ્ય જાણવો. બાળકોને આ રોગ થવાથી તેમાંથી તે બચવું કઠિન છે **ઉપચાર:**— ( ૧ ) આસોદરો, ગગાવની, કારેલી અને ભાંગરાના પાદડાનો રસ એકત્ર કાઢી તેમાં મરીની ભુકી અને ઘી નાખી તે ૭ દિવસ પાવા, કિંવા આનાદરો, કારેલી અને ભાંગરાના રસમાં રાફડા ઉપરના કડાના મૂળ ઘસી પાવા. આષધ લાગે તો ઉતાર ઘી અને ભાત ( ૨ ) ધોળા વસુનો કાઢો સાત દિવસ આપવો, કિંવા વસુના મૂળનો લેપ કરવો ( ૩ ) ગલકીના પાદડાનો રસ ૨ તોલા ઘીમાં પાવા અને પાદડા સોજા ઉપર વાટી ચોપડવા ( ૪ ) ગોરાડુનો કલ્ક કચરી મજબૂત કપડામાં ઘાલી જોરથી પીલવું તેનો જે રસ આવે તેમાં ધોળી ગરણીના મૂળ ઘસી તેનો લેપ સર્વાંગે કરવો આ યોગથી સોજા ઉતરી જાય છે ( ૫ ) રાફડા ઉપરના કડાના મૂળ ગરમ પાણીમાં ઘસી દરરોજ બે વખત પાવા ( ૬ ) રોગીની કમ્મરે ધોળી ગરણીનો વેલો બાંધવો ( ૭ ) ખારેતીની ગલનો રસ ૪ પૈસાભાર ગાયના દૂધમાં ૭ દિવસ આપવો ( ૮ ) ઝેરકોચલાના ઝાડ ઉપરની શાખાની ડાળ કહાડી કળથીમાં નાખી કાઢો કરી પાવો ( ૯ ) પાડ ળીના મૂળ ગાયની છાશના નિતર્યા પાણીમાં ઘસી બે વખત આપવા પથ્ય—કળથીનું કલણ અને મીઠા વગરનો ભાત એજ વેલ કમ્મરે બાંધવી ( ૧૦ ) કાળા ઉમરડાના ફળના ૪ પૈસાભાર રસમાં જીરાની ભુકી નાખી તે આપવો અને ફુલી ઉપર ચોપડવો ( ૧૧ ) નગોડના પાદડાનો રસ ૪ પૈસાભાર કાઢી તેમાં લીંડીપીપરની ભુકી અને પૈસાભાર મધ નાખી તે પાવો ( ૧૨ ) ત્રિફળાનું ચૂર્ણ ગાયના દૂધમાં અથવા ગાયના મૂત્રમાં આપવું ( ૧૩ ) સાટોડી, કડવા લીમડાની છાલ કડવા પટોળા, સુંઠ, કડુ, દારૂહળદર ગળો અને બાળહરડેનો કાઢો આપવો, એટલે સર્વાંગસોજ, ઉદર પાંડુ, સ્થૂલતા અને કફનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—આકડો–૩૩, આગેત્રી–૪ ૮, ઇંદ્રજવ –૧૮, કરમદી–૬ કાનફોડી–૮, કાળો ઉમરડો–૨, ખારેતી–૧ ગરણી–૮, ગલકી– – ગોરાડુ–૧ ઝેરકોચલા–૧, ધતુરો–૧૭, નાગલાદુધિલી–૫ નારી (કીડામારી)– – પાટલા–૫, પિલુડી–૧, ફણસ–૭, સાટોડી–૫, હેદ–૪

જુઓ અનુભૂત ઔષધ—**ઔષધિક્રિયાના મલમપ્રયોગની ટીપમાં કીડીયા** નગરા માટે ન ૧૮ સુમડા માટે ચૂર્ણપ્રયોગની ટીપમાં ન ૨૯ **મલમપ્રયોગની** ટીપમાં ન ૧ ૪ ૨૫, ૨૯, ૩૩, ૩૬ **વાસી વિકારથી શરીર ઉપરનાં ચાંદાં** માટે—ગુટિકાપ્રયોગની ટીપમાં ન ૭

**પરચુરણ ઉપચાર:**—જુઓ વર્ગો૦માં—ત્વચા (ચામડી) ના રોગો માટે—અંકોલ-૧ અગરૂ-૧, આસંધ-૭ મળજીભી-૧, ગુલાબ-૮, ૯, ૧૧, મીંઢીઆવળ-૧૧ **શરીરની દુર્ગંધી જવા** માટે—બીલી-૨૫ **વદમીક્ષ** માટે:—અગરૂ-૩. **નીલિકા** (શરીર ઉપરના કાળા ડાઘ) માટે—વાયવરણો-૪ **કરોળીયા** માટે—અઘેડો-૧૭ મજીઠી-૩, મૂળા-૯ **તાપમાં ફરી આવવાથી પગે બળતરા થાય તે** માટે—અરિઠા-૮, મેંદી-૧ **કોઇ પણ પ્રકારની ગાંઠ** માટે—અળઇ-૧ આકડો-૨૪, કૌંચ-૯, ચિત્રક-૨, મર્યાદવેલ-૧ **જાળપુળી** માટે—પુંગળવેલ-૨ **બાલતોડો (રૂ તોડીયું ગુમડું) ન થવા** માટે રતનજોત-૧૮ **કીટીભ** માટે—કાસુંદરો-૭. **અળાઇ** માટે—જાંબુ-૧ **માથા ઉપર ભયંકર ગાંઠ થાય છે તે** માટે—દીપમાળ (ગલગોટા)-૧ **ગલગ્રંથી** માટે—આસંધ-૧૦ **ગાંઠ કે ફોલ્લાના દાહ** માટે—ઇન્દ્રવરણા-૧૦. **ફોલ્લા** માટે—સગેરી-૧, નાગચંપા-૩, પેડકુળી-૧ **ફોલ્લા ફુટવા** માટે—અળવી-૮, માજડ-૪ **ફુટીએ ગાંઠ થાય છે તે** માટે—ઝીંઝરૂટ-૧, ફુગ-૩ **વિચર્ચિકા (ચાંદાં, ચાઠાં)** માટે—અવાડી-૫ ગજકર્ણી-૧ ગરમાળો-૧, ૨ ચમેલી-૨, લીમડા (કડવો)-૩૯, સોપારી-૧ **અગ્નિએ દાઝ્યા જેવા ફોડલા થાય તે** માટે—રતાળી-૨. **શરીરમાં ગરમીનો આજાર ભરવાથી કાખમાં કે જાંઘના ખાંચામાં ચાંદીઓ પડે તે** માટે—તુરીયા-૨ **રક્તશુદ્ધિ** માટે—મળજીભી-૬, ગુલબાશી-૮, શતાવરી-૧૧ ૧૦, ૧૯ **શરીરમાંથી લોહી ઘણું ગયું હોય તો તે** માટે—કેસર-૭ **શરીરે ઘણી આગ બળતી હોય તો તે** માટે—અગરૂ-૭ **નિદ્રા આવવા** માટે—અઘાડી-૬, વતાકડી-૭. **ચેતનાપ્રાપ્તિ** માટે—ખજૂરી-૧૧ **મુસળ રોગ** માટે—કેતકી-૨, કેવડાનું ઝાડ-૭, ખાપાન-૧ **ઉંઘ ન આવતી હોય તો તે** માટે—અળશી-૧, એરંડા-૨૩, ગાંજો-૬, જાયફળ-૨, દક્ષણી ચુરીઓ-૫, ધોળી પીલુડી-૮, લીંડીપીપર-૪, સહદેવી-૮ **નિદ્રા ન આવવા** માટે—ચુવેર-૫. **વાતભ્રમ** માટે—આદુ-૪૪, તુવરફળ-૪, વાયવરણો-૯ **ઠંડીના લીધે પગ ચોંટી જાય તે** માટે—આંબો-૬ **શરીરમાંથી ગરમી નીકળી જવા** માટે—ગુલબાશી-૮, ચુવેર-૫. **ઉંઠાણું (અંકુર ગુમડા)** માટે—ઉંડણ-૨, કંકોડી-૮, ઝેરકોચલા-૮, બીલામો-૧૧, લસણ-૧ **શરીરમાં થએલી ગરમી** માટે—ઉપરસાલ-૧, એરંડા-૯, કાટીગોખરૂ-૩ **મૂત્રદોષ અને શુક્રરોગ** માટે—એલચી-૧, ખપાટ-૫. **સીણ (થાક) ઉતારવા** માટે—કચૂરો-૪, ડાંડળી-૫ બેર-૮, બીવલો-૪ **ગર્ભમાની ગરમીથી બાળકના અંગની ચામડી જાય તે** માટે—કુરબળ-૧ **અંગમાં ગરમી થઇ લોહી રહેતું નથી તે** માટે—કુવાડીઓ-૫ **અંગમાં જામેલી ગરમી** માટે—કુંવાર-૮, કેળ-૨૫. **ઉર્ધ્વપિત્ત** માટે—દાડમ-૪ **જડત્વ (જડપણું)** માટે—બીજોરૂ-૧૮ **મળમૂત્રવડે આજારી** માટે—બાહ્મી-૨ **પિત્તાંશ** માટે—બીડી-૧ **ઉષ્ણતાના લીધે થએલી ગાંઠ** માટે—મેંદી-૩. **કોઇ પણ રોગ કદિ ન થવા** માટે—લીમડા (કડવો)-૩૩. **શરદી અને ગરમીથી પગ વળી જાય તે** માટે:—વિષમોગરી-૩. **પરસામાં ખરાબ ખોરાક**

જાય તે માટે—હળદર—૨૧ **અજીર્ણ (સજાયો) ઉઠે** તે માટે—નાળીએરી—૬

જુઓ ગો૰ચિ૰માં—**મહેનત અને થાક** માટે—દૂધ—૨૪ **દાઝેલા શરીર** ઉપર—ઘી—૧૦ **શરીરમાં ગરમીથી લોહી** બગડવા ઉપર—ઘી—૧૦ **તળ-ગરમી** માટે—ઘી—૧૮ **ગુદભ્રંશ (આમળ)** માટે—છાણ—૭ **પરસેવો નહિ** થવા માટે—છાણુ—૮

જુઓ પ્રા૰ઔ૰માં—**કરોળીયો શરીર ઉપર મસળવાથી ઉઠેલા ફોડલા** માટે:—ઉંદરની લીંડીઓ—૫. **ચામખીલ (મસ) થયા હોય** તો—ઘોડાનો વાળ—૧, સર્પની કાચળી—૮ **નવેલા (નખ ઉપડવા)** માટે—ભેંસનું છાણુ—૧, મીણુ—૧ **તળગરમી (પગ ફાટવા)** માટે—મીણુ—૭ **અંગ ઉપર પિત્ત ઉઠે** તે માટે—સપની કાચળી—૧ **બહેર** માટે—સર્પની કાચળી—૮ **ઘણા દિવસની નિદ્રાનાશ** માટે—કસ્તૂરી—૯



# गोवैद्यक.

## गावः कामदुघा मताः

સુજ્ઞ વાચક આપ જાણો છો કે સૃષ્ટિમા ગોચર અને અગોચર બે વસ્તુ છે, અને તેમા ( ગો ) પૃથ્વી ગોચર અને ( ગો ) વાણી અગોચર છે, તેજ ગુણો ગોમાતા ( ગાય ) ધારણ કરે છે જેવો સૃષ્ટિનો વિષય માયાવશથકી અસત્ય અને બીજા વેશથકી સત્ય લાગે છે, તેવોજ વાણી એ ભાવથી અસત્ય–કુત્સિત અને પ્રાચીન આર્યજન સંશોધિત વિષયોથકી આધારભૂત પરમશક્તિનુ ભાન કરાવે છે જેમ આકાશ ઉપરથી વાણીનો બોધ થતો નથી તેમજ ગોમાતા પણ એકલા રૂપથી દુર્બોધ છે, પરતુ એજ અગોચર વાણી સ્વર્ગ મોક્ષાદિ સુખોને આપનારી થાય છે તેવીજ રીતે સંપૂર્ણ સદ્‍ગુણમંડિત ગોમાતા પણ અત્યત સુખદાતા છે તેથીજ પ્રાચીન દેવ ઋષિઓએ તેનુ પૂજન કરી આપણને તે પ્રથાએ ચાલવા આજ્ઞા કરી છે અને એનાથીજ આપણુ કલ્યાણ, લાભ વ્યવહાર અને આપણા દરેક કાર્યોના કારણરૂપ મસ્તકમાંનો મેદુ વૃદ્ધિગત થશે

દૂધ જેવા પૌષ્ટિક અને અત્યત ગુણવાળો એવો બીજો પદાર્થ નથી દૂધ એ મૃત્યુલોકનુ અમૃત છે સર્વ દૂધમા પોતાની માનુ દૂધ શ્રેષ્ઠ છે અને માનુ દૂધ છુટયુ, ત્યાથી ગાયના દૂધથી શ્રેષ્ઠ એવુ બીજુ કોઈ પણ દૂધ મળનાર નથી માણસને બાળકથી તે વૃદ્ધપણા સુધી હમેશા ગાયના દૂધની અત્યત જરૂર છે માણસની શક્તિ અને બળ વધારનાર ગાયના દૂધથી શ્રેષ્ઠ એવો બીજો કોઈ પદાર્થ ત્રિભુવનમા મળનાર નથી. ગોમાસ–ભક્ષક લોક આ દેશમા આવ્યાથી આ દેશમા ગાયનો ઘણોજ સહાર થઈ રહ્યો છે તેથી તેનો વધારો ઓછો થયો અને જ્યા ત્યા ગાયનુ દૂધ નહિ મળવાથી લોકોમા બળ અને શક્તિ કમી થયા અને તેથી સ્વાભાવિક રીતે હતવીર્યપણુ પ્રાપ્ત થયુ તેમજ જમીનનુ ઉત્તમ ખાતર જે તેનુ છાણ, તે ભરપૂર મળવાનુ સાધન કમી થવાથી જમીનની અંદર ધાન્ય થોડુ અને હલકા કસનુ ઉત્પન્ન થવા માડ્યુ, તેથી લોકોની શક્તિનુ માન કમી થઈ આયુષ્યનુ માન પણ કમી થયુ. પહેલાના વખતમા ધન ધાન્ય અને દૂધ–ઘીની વિશેષતા હોવાથી, અહીના લોકોને બીજા દેશમાના લોકો આગળ જવાનો પ્રસંગ કોઈ દિવસ આવેલો નહિ પરતુ હમણાના કાળમા તે સર્વ ચીજોની અત્યત ન્યૂનતા થવાથી પરદેશના લોક પાસે જવાની ( માગવાની ) હીન સ્થિતિ પ્રાપ્ત થઈ છે । આ દેશમા હમણા જે હીન સ્થિતિ પ્રાપ્ત થઈ છે તેનુ મુખ્ય કારણ ગાયનો હમેશ થઈ રહેલો સહાર એજ છે એટલા માટે સર્વ દેશહિતચિંતકોએ ગાયનો સહાર કમી

થાય એવા કામમા નિત્ય કાયા, વચન, મને કરી વર્તવું, એટલે આ દેશનો ઉદય-કાળ આવશે. જો હાલ કે એવીજ સ્થિતિ કાયમ રહેશે, તો આ દેશને કદિ પણ ઉદયકાળ પ્રાપ્ત થનાર નથી અસ્તુ (વિચારી જનો માટે આટલું બસ ધારી આપણા મૂળ વિષય તરફ વળીએ )

**ગાયનું દૂધ.**—સ્વાદવાળુ, રુચિકર, સ્નિગ્ધ, બળકર અતિ પથ્ય, કાંતિકારક બુદ્ધિ, પ્રજ્ઞા મેધા કફ, તુષ્ટિ, પુષ્ટિ, વીર્ય અને શુક્રને વધારનાર, વયસ્થાપક હૃદ્ય રસાયન, ગુરુ, પુંસ્ત્વપ્રદ, મીઠું, અને વાત પિત્ત, વિષ, વાતરક્ત, દાહ, રક્તપિત્ત, અતિસાર, ઉદાવર્ત, ભ્રમ, કાસ, મદ, શ્વાસ, મનોવ્યથા, જીર્ણજ્વર હૃદ્રોગ, પિપાસા, ઉદર, અપસ્માર, મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, અર્શ, પ્રવાહિકા, પાંડુ, ગ્લાનિ અમ્લપિત્ત, ક્ષય-રોગ, અતિશ્રમ, વિષમાગ્નિ ગર્ભપાત, યોનિરોગ, નેત્રરોગ અને વાતરોગનો નાશ કરે છે કાળી, લાલ અને ચિત્ર વર્ણની ગાયનું દૂધ વિશેષે કરી વાતનાશક છે પીળી ગાયનું દૂધ વાતપિત્તનો નાશ કરે છે શ્વેત (ધોળી) ગાયનું દૂધ વિશેષે કરી કફ કરનાર છે મરી ગએલા વાછરડાની અને બાળક વાછરડાની માનું દૂધ ત્રણે દોષ (વાત પિત્ત, કફ) નો નાશ કરનાર છે વાંઝણી ગાયનું દૂધ જાડું, બળ વધારનાર, તર્પણ, કફવર્ધક અને ત્રણે દોષનો નાશ કરનાર છે ખાળ, ખાણ ખાનારી ગાયનું દૂધ કફ કરનાર છે અને કડબ, ઘાસ, પરાળ ઇત્યાદિ ખાનારી ગાયનું દૂધ સર્વ રોગો ઉપર હિતકર છે જુવાન ગાયનું દૂધ મધુર, રસાયન અને ત્રિદોષનાશક છે ઘરડી ગાયનું દૂધ દુર્બળ છે અને ગાભણી ગાયનું ત્રણ મહિના ઉપરાતનું દૂધ, પિત્તકારક ખારાશ પડતું મધુર અને શોષ કરનાર છે પહેલીવાર વીયાએલી ગાયનું દૂધ નિસાર (સાર વિનાનું) અને ગુણહીન છે નવી વીયાએલી ગાયનું દૂધ રુક્ષ, દાહકારક રક્તરોગ-કારક અને પિત્તવાળુ છે વિયાએ ઘણા દિવસ થઇ ગએલા હોય એવી ગાયનું દૂધ મધુર દાહકારક અને ખાટું છે ધારોષ્ણ–તરતનું દોહેલું દૂધ વૃષ્ય ધાતુ વધારનાર, નિદ્રાકારક, કાંતિકર પથ્ય, સ્વાદવાળુ, અગ્નિ પ્રદીપ્ત કરનાર અમૃત જેવું અને સર્વ રોગ દૂર કરનાર છે ઠંડું દૂધ (કાઢયાને એક પહોર થએલું) ત્રિદોષકારક છે. તપાવી ઠંડું પાડેલું દૂધ પિત્તનાશક છે ઉકાળેલું દૂધ પીવાથી કફનો નાશ કરે છે અને તપાવ્યા વગરનું ઠંડું દૂધ બળવૃદ્ધિકર, વૃષ્ય, દોષકર અપાચક અને મલસ્ત-ભક છે સવારમા ગાયનું દૂધ સાકર નાખી પીએ તો તે હિતકારક છે દૂધની મલાઇ (તર) શીતળ સ્નિગ્ધ, વૃષ્ય, બળકર, શુક્રવાળી, તર્પણ, રુચિકર કફવર્ધક અને ધાતુવર્ધક છે અને પિત્ત, વાયુ, રક્તપિત્ત, દાહ અને રક્તરોગનો નાશ કરે છે. **ગાયના દૂધનો ઔષધિ ઉપયોગ:**—(૧) **આધાશીશી ઉપર:**—ગાયના દૂધનો માવો ખાવો અથવા ગાયના દૂધની ખીર બદામ સાથે કરી તેમા સાકર નાખી ખાવા આપવી (૨) **ધતૂરા અથવા કરેણના વિષ ઉપર**—પાશેર દૂધમા સાકર એક તોલો નાખી પાવું (૩) **સોમલ,** મોરથુથુ, વછનાગ, મુરદારશીંગ ઇત્યાદિના વિષ ઉપર ઉલટી થાય ત્યા સુધી દૂધ પાવુ અથવા દૂધમા સાકર નાખી તે પાવું (૪) **મનશીળના વિષ ઉપર.**—દૂધમા મધ નાખી ત્રણ દિવસ પાવું.

( ૫ ) **કોહરાના વિષ ઉપરઃ**—કડુ દૂધ પાવુ. ( ૬ ) **કાચની** ભૂકી અન્નની સાથે ખાવામા આવી હોય તો તે ઉપર—દૂધ પાવુ. ( ૭ ) **ગંજકના વિષ ઉપર**—દૂધમા ઘી નાખી પાવુ ( ૮ ) **પુષ્ટિ, બળ અને વીર્યવૃદ્ધિ ઉપર.**—ગરમ કરેલા દૂધમા ગાયનુ ઘી અને સાકર નાખી પાવુ. આના જેવો પથ્ય તેજોવર્ધક અને પુષ્ટિકારક પ્રયોગ બીજો નથી ( ૯ ) **જીર્ણજ્વર ઉપર.**—દૂધમા ગાયનુ ઘી, સુખારેક અને કાળીદ્રાક્ષ નાખી તે દેવતાથી ઉકાળી પાવુ ( ૧૦ ) **મૂત્રકૃચ્છ્ર અને શર્કરા ઉપર.**—દૂધમા ગોળ અથવા ઘી સાકર નાખી તે કાંઈક ગરમ કરી પાવુ અથવા ગરમ કરેલુ દૂધ ઘી સહિત બરોબર સાકર નાખી પાવુ ( ૧૧ ) **આંખો બળતી હોય તે ઉપરઃ**—ગાયના દૂધમા રૂનુ પેલ કરી, ઉપર ફટકડીની ભૂકી નાખી આંખો ઉપર બાધવી ( ૧૨ ) **પુષ્ટિ આવવાને માટે** ગાયનુ દૂધ, ઘી અને મધ એ એકઠું કરી પાવુ ( ૧૩ ) **પિત્ત વિકાર ઉપર.**—સાત તોલા દૂધ લઇ, તેમા અર્ધા તોલાથી એક તોલા સુધી સુઠ ઉકાળી માવો કરી સાકર નાખી, ગોળી કરી તે રાત્ર સૂતી વેળાએ ખાવા આપવી, ઉપર પાણી પીવુ નહિ એ પ્રમાણે ઘણા દિવસ એ ઓષધ આપવુ (૧૪) **શીતળા અથવા શીળી આવવાથી** છોકરાના શરીરમા આવતા તાવ ઉપર—તુરતનુ દોહેલુ દૂધ અને ઘી એકઠું કરી તેમા ખડીસાકર નાખી પાવુ ( ૧૫ ) **છાતી અથવા હૃદય રોગ ઉપર.**—દૂધમા બીનામાનુ તેલ ૧૦ થી ૧૫ ટીપા સુધી નાખીને પાવુ ( ૧૬ ) **રક્તપિત્ત ઉપરઃ**—દૂધમા પાચગણુ પાણી નાખી તે સારી પેઠે ઉકાળવુ અને પાણી બળી જાય એટલે દૂધ પાવુ ( ૧૭ ) **હાડકું ભાંગ્યું હોય તે ઉપર.**—સવારમા બાખડી ગાયનુ દૂધ સાકર નાખી તપાવવુ તેમા ઘી અને લાખની ભૂકી નાખી ટાઢુ થયા પછી પાવુ એટલે અસ્થિભગ નાશ થશે. **બીજો પ્રકાર.**—લાખ, ઘઉ અને અર્જુનસાદડીની છાલનુ ચૂર્ણ દૂધમા ઘી નાખી તે છુટા પડેલા સાધા અથવા ભાગેલા હાડકા ઉપર હાડ સધાવા આપવુ ( ૧૮ ) **સોજાગ ઉપર**—ગાયનુ દૂધ ગરમ કરી તેમા ખડીસાકર અને મરીની ભુકી નાખી પાવુ ( ૧૯ ) **માથાના રક્તજ અને પિત્તજ રોગ ઉપરઃ**—રૂની જાડી થેપલી કરી તે ગાયના દૂધમા પલાળી માથા ઉપર રાખવી ને ઉપર પાટા બાધી રાખવો અને વારવાર દૂધ રેડતા રહેવુ આ પ્રમાણે સવારથી સાજ સુધી રાખી સાજે માથુ ધોઇ નાખી માખણ ચોળવુ. એ પ્રમાણે બે ત્રણ દિવસ કરવુ ( ૨૦ ) **પ્રવાહિક અને રક્તપિત્તાદિક ઉપર.**—અર્ધુ પાણી અને અર્ધુ દૂધ એકઠું કરી, દૂધ એકલુ રહે ત્યા સુધી ઉકાળવુ તે પેટની અંદર વાયુ રહેલો હોય ત્યારે શૂળ, પ્રવાહિકા, રક્તપિત્ત, તરસ વગેરે રોગો ઉપર પાવુ જેવુ અમૃત તેવુ જ એ દૂધ છે એ સર્વ રક્તવિકારના રોગ ઉપર ઉપયોગમા લેવુ ( ૨૧ ) **પાડુ રોગ, ક્ષય અને સગ્રહણી ઉપરઃ**—લોઢાના વાસણમાં તપાવી રાખેલુ દૂધ સાત દિવસમા પાવુ અને પથ્ય પાળવી, એટલે એ રોગ દૂર થશે. ( ૨૨ ) **હેડકી ઉપરઃ**—ઉકાળેલુ દૂધ પાવુ ( ૨૩ ) **મૂત્રાવરોધથી થયેલા ઉદાવર્ત વાયુ ઉપર.**—દૂધ પાણી એકઠું કરી પાવુ ( ૨૪ ) મહેનત કરી આવેલા થાકી ગયેલા માણસને ગરમ કરેલુ દૂધ પાવુ, એટલે થાક જઇ હુશિયારી આવે

નાર બુદ્ધિકારક અને વાત, પિત્ત, કફ અર્શ, ક્ષય, રક્તવિકાર, અર્દિતવાયુ, મસ્તગલવા, થાક અને ઉધરસનો નાશ કરે છે. **જુનું માખણ**—બળ વધારનાર, વીર્યકારક ગુરુ, કફકર, મેદોવર્ધક, આંખોને હિતકર ધાતુ વધારનાર, અપ્રિય, અનભિષ્યંદિ એ ત્રણ દિવસનું હોય તો ખારું, તીખું, ખાટું અને વાંતિ, અર્શ, કોઢ, એ રોગ સિવાય નેત્રરોગ અને બીજા સર્વ રોગનો નાશ કરનાર છે. **ઉપયોગ**—(૧) **ક્ષય મટી શક્તિ આવવા માટે**—ગાયનું માખણ, ખડીસાકર, મધ અને સોનાના વરખ એકઠું કરી ખાવા કરી આપવું (૨) **આંખોએ દાહ થતો હોય તે ઉપર**—ગાયનું માખણ આંખો ઉપર ચોપડવું (૩) **શરીરમાના ઝીણા તાવ ઉપર**—ગાયનું માખણ અને ખડીસાકર ખાવા આપવા (૪) **શીતળા અથવા શીળીના યોગથી થએલા છોકરાના ઝીણા તાવ ઉપર.**—ગાયનું માખણ અને ખડીસાકર એકઠું કરી તેમા જીરાની ભૂકી નાખી, નાની સોપારી જેવડી ગોળી કરી હમેશા સવારમા આપવી (૫) **કાનમા અતિશય બળતરા થતી હોય તો**—ગાયનું માખણ થોડું ગરમ કરી કાનમા નાખવું (૬) **ખરસાણી ભીલામો ઇત્યાદિ** ઉડયા હોય અથવા આંખમા પડયા હોય તો ગાયનું માખણ ચોપડવું ખરસાણી બલથી કદિ ખાવામા આવવાથી શરીરમા દાહ થાય તો ગાયનું માખણ પુષ્કળ ખાવા આપવું (૭) **કરેણના વિષ ઉપર**—ગાયનું માખણ થાડું ઉનું કરી આપવું (૮) **રક્તાતિસાર ઉપર.**—ગાયના દૂધનું માખણ કાઢી તેમા મધ અને ખડીસાકર નાખી પાવું (૯) **મૂળવ્યાધિ ઉપર**—ગાયનું માખણ અને તલ ખાવા આપવા એટલે જાતને મજબુતી આવી પુષ્ટતા પણ પ્રાપ્ત થાય

**ગાયની છાશ**—જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર, ત્રિદોષ તથા અર્શનો નાશક છે માત્રાએનું છાશ—સ્વાદે ખાટી, તુરી, હલકી ગરમ, પાક વખતે મધુર નીર્મળ તુરી અગ્રાય મળગ્રાહ, તૃપ્તિકર હૃદ્ય, વિકાસી, પથ્ય, શરીરને દૃઢ કરનાર અને કમળો મેહ મેદ, અરુચિ, પાંડુ, સંગ્રહણી મલસ્તંભ, અતિસાર અરુચિ ભગંદર ઉદર પ્લીહા ગુલ્મ માર્ગને કફ પેટ કૃમિ પરખવા ઘીનું અજીર્ણ, વાયુ, ત્રિદોષ વિષમજ્વર અને શૂળનો નાશ કરે છે છાશ મધુર પાકી છે એટલે પિત્તનો કોપ કરતી નથી તુરી ગરમ (ઊંનુ) અને તુરી છે એટલે કફનો નાશ કરે છે ખાટી અને મધુર છે માટે વાનો નાશ કરે છે **મધુર (મીઠી) છાશ** કફ કરનાર અને વાતપિત્તનાશક છે **ખાટી છાશ** રક્તપિત્ત અને કૃમિનો નાશ કરે છે **ખાટી છાશ મીઠા સાથે** પાએ હોય તો વાનો નાશ કરે છે **મીઠી (મધુર) છાશ** સાકર સાથે પાવાથી પિત્તનો નાશ કરે છે મીઠું અને સુંઠ, મરી લીંડીપીપરની સાથે મેળવી પાવાથી ન રુક્ષ અને કફનાશક છે પેટમા વાયુ હોય તે ઉપર લીંડીપીપર અને મીઠું નાખી આપવી પિત્ત થએલાને સાકર અને મરી સાથે આપવી **કફોદર ઉપર**—ત્રિકટુ, સુવા, જીરુ અને સિંધવ નાખી આપવી ત્રિકટુ, મીઠું (સિંધવ), જવખાર વગેરે નાખી તે છાશ સન્નિપાત ઉપર આપવી ક્ષય દૌર્બલ્ય, મરડા શ્રમ દાહ, તૃષા અને રક્તપિત્ત ઉપર છાશ આપવી

ચોકખુ ઘી સવાર સાંજ નાકમાં નાખવું એટલે સાત દિવસમાં આધાશીશી તદ્દન દૂર થઇ જશે. (૨) **નાકમાંથી લોહી પડે છે તેના ઉપર**—ગાયનું ચોકખું ઘી નાકમાં નાખવું. (૩) **પિત્ત મસ્તકે ચડી ગયાં હોય તો** ગાયનું ચોકખું ઘી માથે ચોળવું એટલે ચડેલું માથું તત્કાળ ઉતરી જશે. (૪) **હાથ પગમાં દાહ** (બળતરા) **થતો હોય તો**—ગાયનું ચોકખું ઘી ચોળવું. (૫) **તાવ વગેરે કારણથી શરીરે અતિશય બળતરા થતી હોય ત્યારે.**—ગાયનું સો વાર અથવા હજાર વાર ધોયેલું ઘી શરીરે ચોળવું. (૬) **ધંતૂરાના અથવા રસકપૂરના વિષ ઉપર.**—ગાયનું ઘી પુષ્કળ પાવું. (૭) **દારૂ ઉતારવાને માટે**—ગાયનું ઘી ૨ તોલા અને સાકર ૨ તોલા એકઠા કરી પાવા. (૮) **ગર્ભિણીના રક્તસ્રાવ ઉપર:**—ગાયનું શતધોત ઘી શરીરે ચોળવું. (૯) **ચોથીઆ તાવ, ઉન્માદ અને અપસ્માર ઉપર.**—ગાયનું ઘી, દહીં દૂધ અને છાણનો રસ, એમાં ઘી સિદ્ધ કરી પાવું. (૧૦) **દાઝેલા શરીર ઉપર**—ગાયનું ધોયેલું ઘી ચોળવું. (૧૧) **માથાના દરદ ઉપર.**—ગાયનું દૂધ અને ઘી એકઠું કરી અંજન કરવું, એટલે આંખમાં રાતો રસ દેખાય તે રોગ જતા રહે. (૧૨) **છોકરાઓની છાતીમાં કફનો ગઠ્ઠો બંધાઇ ગયો હોય તે ઉપર**—ગાયનું ઘી છાતી ઉપર ચોળી સારૂ મર્દન કરવું. (૧૩) **શરીરમાં ગરમી** થયાથી લોહી બગાડ થઇ શરીર ઉપર તાંબા જેવા રંગના ચાઠાં થઇ પછી તે કાળા થઇ, તેની ગાંઠો બની શરીર ઉપર ફૂટી નીકળે છે તે ઉપર—પહેલા જળો મૂકાવી લોહી કઢાવવું. પછી પિત્તળની કથરોટમાં ગાયનું ઘી તોલા ૧૦ અથવા અર્ધું ગાયનું અને અર્ધું બકરીનું લઇ, તેમાં પાણી નાખી હાથથી ખુબ ફીણવું અને પાણી કાઢી બીજું પાણી નાખવું એ પ્રમાણે સો વાર પાણીથી ધોઇ તેમાં સુકાયેલી કટકડીની ભુકી અર્ધો તોલો નાખી, ઘુંટીને તે મિશ્રણ માટીના વાસણમાં ભરી રાખવું. એ નિત્ય સવાર સાંજ ચાઠાં થયેલી સર્વ જગાએ ચોપડ્યાથી જામી ગયેલી શરીરમાંની ગરમી ઓછી થઇ, કેટલાક દિવસોમાં શરીરમાંથી બળતરા મટી જઇ લોહી શુદ્ધ થાય છે અને આ દુષ્ટ રોગ નહિ જેવો થાય છે.* (૧૪) **તૃષ્ણારોગ ઉપર**—ગાયનું ઘી અને દૂધ એકઠું કરી પાવું. (૧૫) **દાહ (બળતરા) રોગ ઉપર**—ગાયનું સો અથવા હજાર વાર ધોયેલું ઘી શરીરે ચોળવું. (૧૬) **હેડકી ઉપર.**—ગાયનું કોકરવાણું ઘી પાવું. (૧૭) **સન્નિપાત વિસર્પ ઉપર**—ગાયના શતધૌત ઘીનો વારંવાર લેપ કરવો. (૧૮) **નજ્જરગરમી ઉપર**—ગાયના ઘીમાં છીપની ભસ્મ નાખી તેનો ખરલ કરી લેપ કરવો.

**ગોમૂત્ર**—તુરૂ, કડવું, તીખું, લઘુ, ખારૂ, ગરમ, તીક્ષ્ણ, પાચન, અગ્નિદીપન ભેદક, પિત્તલ, મેધાકારક, કિંચિત્ મધુર, સારક, લેખન બુદ્ધિપ્રદ અને કફ, વાયુ, કુષ્ટ, ગુલ્મ, ઉદર, પાંડુ કિલાસ (ગલત), કુષ્ટ ગળી અને કંડુ દમ,

---

* યાદ રાખવું કે ગુમડા આદિ ચામડીની ઉપરના દરદો માટે ચોપડવાને ધોયા વગરનું ઘી ઝેર સમાન છે માટે તે કદિ ચોપડવું નહિ, તેમજ ધોયેલું ઘી ખાવામાં ઝેરનુંજ કામ કરતું હોવાથી તે ભૂલે ચુકે ખાવું નહિ.

આમ, શ્રમ, જ્વર, આનાહ વાયુ, ઉદરરસ, મલસ્તંભ, સોજો, મુખરોગ, નેત્રરોગ, ત્વચારોગ, સ્ત્રીઓના અતિસાર અને મૂત્રરોધ એ સર્વનો નાશ કરે છે. સર્વ મૂત્રોમાં આ મૂત્ર ગુણમાં અધિક છે. ( ૧ ) **કફ રોગ ઉપર.**—એકલું ગોમૂત્ર પાવું. ( ૨ ) **રેચ થવા માટે** ગોમૂત્ર જેટલી વાર કપડામાં ગાળી પાવામાં આવે તેટલા રેચ થાય છે. ( ૩ ) **ઉદરરોગ અને ભાર ઉપર.**—ગોમૂત્રમાં સાકર અને મીઠું, સમભાગ ઝીણું વાટી નાખી તે પાવું અથવા ગોમૂત્રમાં સિંધવ અને રાઈની ભુકી નાખી તે આપવું. ( ૪ ) **વરાધ ઉપર:**—ગોમૂત્ર એક બે વખત ગાળી તેમાં હળદર નાખી પાવું. ( ૫ ) **ઉદરરોગ અને છોકરાના પેટમાના કરમિયા ( ભાર ) ઉપર.**—ગાયનું મૂત્ર ૮ તોલા લઈ, તેમાં નાળીએરની કાચલી ૧ પૈસાભાર અને ખરવતીના (ખારેતીના) સુકા પાદડા એક પૈસાભાર ઘસી પાવા. એથી પેટમાના સર્વ રોગો જુદા પડી મલદ્વારે તેનો નિકાલ થાય છે. છોકરાઓને આ ઔષધ અષ્ટમાંશ અથવા ચતુર્થાંશ પ્રમાણમાં આપવું. ( ૬ ) **પાંડુરોગ ઉપર.**—હમેશાં સવારમાં શક્તિ અનુસાર ગાયનું મૂત્ર વસ્ત્રમાંથી ગાળી રોગના કમી જાસ્તી જોર પ્રમાણે ૨૧ અથવા ૪૨ દિવસ સેવન કરવું. ( ૭ ) **કર્ણસ્ત્રાવ ઉપર.**—ગોમૂત્ર થોડું ગરમ કરી તેવડે કાન ધોવો.

**ગાયનું છાણ**—દુર્ગંધનાશક, શોધક સારક, શોષક બીજવર્ધક, પોષક બળવાન, કાંતિકર અને લેપને માટે સ્નિગ્ધતા મળ વગેરે કઢાડનાર છે. (૧) **મરેલ ગર્ભ બહાર પાડવા હોય તેને**—ગાયના છાણનો રસ સાત તોલા કાઢી તે ગાયના દૂધમાં પાવા. (૨) **ગુદભ્રંશ (આમળા) ઉપર**—ગાયનું છાણ ઉનું કરી તેનાથી શેક કરવો. ( ૩ ) **પરસેવો નહિ થવા માટે**—ગાયનું સુકાએલું છાણ અને [illegible] જુનું વાસણ એ સર્વનો ભુકો કરી શરીરે ચોપડવો. ( ૪ ) **ખરજ (ચેળ) જવા માટે**—છાણ શરીરે ચોળી ઉના પાણીથી સ્નાન કરવું.

**છાણની રાખ**—શોધક નરમાપણું કરવાવાળી, નાશક દુર્ગંધનાશક ધાન્યરક્ષક, કૃમિ-કીટક શોષક અને શીતનિવારક છે. (૧) **શીતળા ફુટી નીકળેલા ફોલ્લા ઉપર**—રાખને કપડાથી ચાળી તે ભરવી. આજ ઉપાય એ ઉપર મુખ્ય અને શ્રેષ્ઠ છે. (૨) **સાધારણ વ્રણ ઉપર**—ઘીમા રાખ મેળવી ચોપડવી. ( ૩ ) **ધાન્ય રાખમાં ભરી રાખવાથી** ભુડ, કીડા વગેરે પડતા નથી.



# प्राणिज औषधी.

---

इत्यत्र यत्प्रोक्तं रोगाणामौषधं समासालम् ।
तद्देशकालबलतो विकल्पनीयं यथायोगम् ॥

## ૧—અસ્થિ ( હાડકાં ).

( ૧ ) **નાડીવ્રણ અને ભગંદર ઉપર**—તરસના હાડકાં પાણીમાં ઘસી પાવાં અને લેપ કરવો ( ૨ ) **પીનસરોગ ઉપર**—નરમનું હાડકું પાણીમાં ઘસી નાકમાં નાખવું ( ૩ ) **જલોદર ઉપર**—માણસની ( કપાળ ) ખોપરી પાણીમાં ઘસી પાવી એટલે સોજો જલદી ઉતરે છે ( ૪ ) **હાડવ્રણ અને સડેલા કુષ્ટ ( કોઢ ) ઉપર**—માણસના હાડકાં બારીક વાટી વસ્ત્રગાળ કરી તે ચાંદી ઉપર ચોપડવું એટલે ક્ષત જલદી ભરાઈ આવે છે ( ૫ ) **હડકાયા કૂતરાના વિષ ઉપર**—કૂતરાનો અથવા વાઘનો સુળોદાંત અને કપાળની ખોપરીનું હાડકું પાણીમાં ઘસી આપવું ( ૬ ) **ડોરના ગળામાં હાડકું અટક્યું હોય તો**—નરમના નાકનું હાડકું પાણીમાં ઘસી તે પાણી પાવું ( ૭ ) **ભગંદર ઉપર**—ત્રિફળાના કાઢામાં બિલાડીનું હાડકું ઘસી લેપ કરવો ( ૮ ) **નાસુર ઉપર**—ખવચ્યા બિલાડીનું હાડકું, કાચબાની ખોપરી અને નરમનું હાડકું ઘસી ચોપડવું ( ૯ ) **બાળકોના પેટમાંના ભાર ઉપર.**—કાચબાના કપાળનું હાડકું ઘસી પાવું ( ૧૦ ) **ભગંદર અને દુષ્ટ વ્રણ ઉપર**—બિલાડાના અને કૂતરાના હાડકાંની ભસ્મ કરી ઘીમાં ખરલ કરી લેપ કરવો ( ૧૧ ) **ઉંદરના વિષ ઉપર**—ખવચ્યા બિલાડીનું હાડકું ઘસી ચોપડવું ( ૧૨ ) **સર્પના વિષ ઉપર:**—ગરુડ-પક્ષીનો પગ પાણીમાં ઘસી આપવો

## ૨—ઉંદરની લીંડીઓ.

( ૧ ) **બાળકની ઇંદ્રિ અને ઝાડો બંધ થયો હોય તો:**—ઉંદરની લીંડી પાણીમાં કાલવી ડુંટી અને પેડુ ઉપર લેપ કરવો ( ૨ ) **પ્રદર ઉપર:**—ઉંદરની લીંડીઓ ચોખાના ધોવરામણમાં વાટી આપવી ( ૩ ) **પ્રમેહ ઉપર:**—ઉંદરની ૩-૪ લીંડીઓ દૂધમાં આપવી ( ૪ ) **નાના બાળકને રેચ થવા માટે:**—ઉંદરની લીંડીઓ અને એરંડાનું ચૂર્ણ લીંબુના રસમાં ખરલ કરી તેનો ગુદા ઉપર અને ડુંટી ઉપર લેપ કરવો. ( ૫ ) **કરોળીઓ શરીરપર મસળવાથી ઝીણી ઝીણી ફોલ્લીઓ થાય છે તે ઉપર તથા ઉંદરના વિષ ઉપર:**—ઉંદરની લીંડીઓ ઘસી ચોપડવી.

# ૩—કસ્તૂરી.

કસ્તૂરીની ઉત્પત્તિ નેપાળ દેશમા થાય છે કસ્તૂરી હરણની તથા જવાદી બિલાડાની ફૂટીમાંથી નીકળે છે બિલાડાથી થનાર કસ્તૂરીને જવાદી કસ્તૂરી કહે છે એ મૃગકસ્તૂરી કરતા હલકી ગણાય છે સુવાસિક તથા થોડી ઉત્પન્ન થવાથી મોંઘી મળે છે શુદ્ધ કસ્તૂરી સુંઘવાથી નાકમાથી લોહી પડે છે **કસ્તૂરી**—ચક્ષુષ્ય તીખી, કડવી, સુગંધી, ઉષ્ણ, શુક્રલ, ગુરૂ વૃષ્ય, ક્ષાર અને રસાયન છે તે કિલાસકુષ્ટ, મુખરોગ, કફ દુર્ગંધ, અલક્ષ્મી મળ, વાયુ, તૃષા, ઉલટી, શોષ અને વિષનો નાશ કરે છે. જે કામરૂ દેશમા ઉત્પન્ન થએલી કાળા રંગની તે ઉત્તમ અને નેપાળમા થનારી તામ્રવર્ણ તે મધ્યમ અને કાશ્મીરમા થનારી કપિશ વર્ણની તે કનિષ્ટ જાણવી **લતા કસ્તૂરી:**—વાદુ વૃષ્ય, શીતળ, લઘુ, નેત્રને હિતકારક કડવી, છેદક, તીક્ષ્ણ અને બસ્તિશુદ્ધિ કરનારી છે. તથા બસ્તિરોગ કફ, તૃષા, મુખરોગ લાલાસ્રાવ ઉલટી વાયુ, દુર્ગંધ, મેદ અને અલક્ષ્મીનો નાશ કરે છે એ દક્ષિણ દેશમા થાય છે **જવાદી કસ્તૂરી:**—ચક્ષુષ્ય, ઉષ્ણ સુખાવહ સુગંધી, સ્નિગ્ધ, વાયુ ઉપર પ્રશસ્ત, પુષ્ટિકર અને શુક્રવૃદ્ધિકારક છે તથા કફ, કિટિભકુષ્ટ પરમવો, દુર્ગંધ વિષ, કફરોગ અને કુષ્ટનો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **કાન વાયુ છે તે ઉપર:**—થોડી કસ્તૂરી કપાસમા વીટાળી કાનમા રાખવી (૨) **વાળા ઉપર.**—૧ ગુંજાથી ૨ ગુંજા સુધી કસ્તૂરી ઘીમા નાખી પ્રાશન કરવા એટલે વધેલો વાળો હશે તો તે પણ મટી જશે (૩) **સન્નિપાત જ્વરમાં તંદ્રા (મૂર્છા) આવે છે તે ઉપર.**—કસ્તૂરી અને મરી, એ ઘોડાની લાળમા ઘસી મધ નાખી આપવા (૪) **જ્વરમા શોષ પડે છે તે ઉપર**—પાણીમા કસ્તૂરી નાખી આપવી (૫) **શીતાંગ સન્નિપાત ઉપર:**—કસ્તૂરી આપવી (૬) **કસ્તૂર્યાદિ ગુટિકા.**—કસ્તૂરી અને શુદ્ધ કપૂર એક તોલો, લવંગ ૨ તોલા મરી, લીંડીપીપર બાવડા અને કોલીંજન એ અધો તોલો તથા દાડમની છાલ ૪ તોલા એ સર્વ કાથાના પાણીમા ખરલ કરી મગ જેવડી ગોળીઓ કરવી એ મોઢામા રાખવાથી કફ દૂર થાય છે એના સેવનથી શ્વાસનુ નિવારણ થાય છે (૭) **પુરૂષત્વ કમી થયુ હોય તો.**—કસ્તૂરીનુ સેવન કરવુ (૮) **વીર્યવૃદ્ધિ અને પુષ્ટતાને માટે.**—ત્રણ ભાગ સુવર્ણભસ્મ અને એક ભાગ કસ્તૂરીને એકત્ર કરી તેનુ ૧ થી ૨ ગુંજા પર્યંત ચૂર્ણ મધ સાકર અને ઘી સાથે સેવન કરવુ એથી શરીરમા પ્રફુલ્લિતપણુ આવી કામનુ દૂષણ વગેરે આજાર પણ દૂર થાય [1] પુષ્કળ અમીર લોક એનુ નિત્ય સેવન કરે છે (૯) **ઘણા દિવસનો નિદ્રાનાશ દૂર થવા માટે:**—સ્ત્રીના અથવા ગાયના દૂધમા કસ્તૂરી વાટી અંજન કરવુ.

# ૪—કબૂતરની હગાર.

(૧) **પાકેલુ ગુમડુ ફુટવા માટે:**—કબૂતરની હગાર લાવી લેપ કરવો.

---

૧ પારેવુ અને કબૂતર એ એકજ જાતિના છે માટે બેમાંથી ગમે તેની લેવી

(૨) **વાળા ઉપર**—૨ થી ૩ માસા સુધી કબૂતરની હગાર મધમા મેળવી ગોળી કરી ગળી જવી, ને મોટા વધેલા વાળાનો પણ નાશ કરે છે (૩) **પથરી ઉપર:**—કબૂતરની હગાર અને કાકડીના બિયા ચોખાના ધોવરામણમા વાટી આપવા. એટલે પથરી ઝરી પડશે. (૪) **ભાર ઉપર:**—કબૂતરની હગાર મધમા આપવી

# ૫—કાંતણી (કરોળીઆ)નું ઘર.

(૧) **વાળા ઉપર:**—કાતણીનુ ઘર બારિક કરી શક્તિ અનુસાર પાનમા અથવા ગોળમા ખાવા આપવુ સાજપર્યંત કશ્રં ખાવુ નહિ સાજે જમવુ **પથ્ય**—અલુણી ત્રણ દિવસ (૨) **આગંતુક જખમો ઉપર**—કાતણીનુ ઘર લગાવવુ (૩) **ઢોરોને કાંઠ વાગી જખમ પડી કીડા પડે છે તે ઉપર:**—કાતણીનુ ઘર રોટલીમા આપવુ એટલે ચાર પાચ દિવસમા કીડા નાશ થઈ જખમ ભરાઇ આવે છે (૪) **બાળ તરોગ (સુવારોગ) ઉપર**—કાતણીનુ ઘર બારિક કરી તેને ગોળમા કુટી ગોળી કરી સાત દિવસ આપવી. પથ્ય પાળવી. (૫) **ચાતુર્થિક જવર ઉપર.**—કાતણીનું ઘર ગોળમા મેળવી આપવુ (૬) **કંઠસર્પ ઉપર.**—કાતણીનુ ઘર અને અગરચંદન, એ સમભાગ લઈ બારિક કરી ચલમમા નાખી પાવુ.

# ૬—કુકડીની વિષ્ટા (હગાર).

(૧) **પાકેલુ ગુમડુ ફુટવા માટે:**—કુકડીની અથવા કબૂતરની વિષ્ટાનો ગુમડા ઉપર લેપ કરવો. (૨) **હડકાયા કૂતરાના વિષ ઉપર:**—કુકડીની વિષ્ટાનો લેપ કરવો (૩) **સોમલના વિષ ઉપર**—કુકડીની હગાર પાણીમા મેળવી પાવી, એટલે ઉલટી થઈ વિષ નિકળી પડશે

# ૭—કેશ.

(૧) **અગ્નિદગ્ધવ્રણ ઉપર.**—કેશ બાળી તેલમા ખરલ કરી મલમ કરી ચોપડવું. (૨) **સુખપ્રસુતિને માટે:**—જનનેંદ્રિયને કેશની ધૂણી આપવી.

# ૮—ગાંડૂળ (સં૦ ભૂનાગ, ગુ. અળસીઆં).

ચોમાસામા એની ઉત્પત્તિ થાય છે એનો રંગ તામ્બા પ્રમાણે લાલ કોઈ એ વેતભર લામ્બા હોય છે. એના રગમા તામ્ર હોવાથી એનો રગ લાલ હોય છે. ભૂનાગ એટલે ગાડૂળ—આ અનેક વિજ્ઞાનકારક છે પારાની ખાખ કરવાના કારણે વિષયમા એનુ સત્વ કહેલુ છે એના સત્વથી જરા, વ્યાધિ દૂર થાય છે. એ સ્વર્ણાદિ ખનીજ ભેદથી ચાર પ્રકારનું છે તેમાનુ સુવર્ણ-ખાણમાનુ દુર્લભ છે. **ભૂનાગ સત્વ**—ગાડૂળ, હળદર, ગોળ, ગુગળ, લાખ, લીંડર, મચ્છ, પેંડ અને ટંકણખાર એકત્ર કરી ખરલ કરવો અને કુલડીમા ઘાલી દેવતાપર ફુકવુ. એટલે તામ્બા જેવું સત્વ નીકળે છે. એ શીત છે અને સપૂર્ણ કુષ્ટ, વ્રણ અને સ્થાવર

જંગમ વિષનો નાશ કરે છે એનો પાગમાં યોગ કરવાથી પારો અગ્નિમાં સ્થિર થાય છે એના મત્વની ગોળી વાટી કરી તે પાણીમાં બોળી તે પાણી પીવાને આપવું એટલે તત્કાળ વિષ નાશ થાય છે દુ ખી થતી નુવાવડીનો છુટકો જલદી થાય છે તેમજ પાણીમાં વાટી ધારી, આગળ લખેલા મંત્રે તે પાણી મંત્રી આપવાથી માટું ગળ, ત્રિંગાની પીડા, જતઆધા અને ગ્રહબાધાનો નાશ થાય છે તથા સ્ત્રી જલદી પ્રસવ થાય છે ગુમડાને ભાંગી કાઢે છે અને નેત્રરોગ માટ નેત્રમાં નાખવાથી હિત થાય છે, એવું ભાલુકીએ કહેલું છે મંત્ર —" **रामवत्सोमसेनानी मुद्रितेति तथाक्षरम् । हिमालयोत्तरे पार्श्वे स्वकर्णाक्ष महद्रुम । तत्र शूल समुत्पन्न तत्रैव विलयं गतम् ॥** " એ વીટી તેલમાં નાખી તે કહવુ, પછી તે તેલ જ્યાં ગળ કિવા પીડા થતી હોય ત્યાં ચોપડવું એટલે તત્કાળ પીડા દૂર થાય છે

**ઉપયોગ:—(૧) વાળા ઉપર**—ગાડૂળ સુંડી રાખી દરરોજ ગુમારે એક વાલ ભાર ગોળમાં ગોળી કરી તે આપવી એ પ્રમાણે ત્રણ દિવસ પર્યંત સહી પથ્ય અનુભવી કરવી એટલે શરીરમાંના સર્વ વાળા બળી જાય છે (૨) **સર્પના વિષ ઉપર**—ગાડૂળ અને કાળા મરી એ પાણીમાં વાટી આપવા એટલે તત્કાળ વિષ દૂર થાય છે (૩) **પુરુષત્વ આવવા માટે**—મગેર ગાડૂળ લાની છાશમાં વાટ પછી તે નેત્ર નલિકાય ન એક કાદના આ પાનના બીડામાં બિંદુ માત્ર ચોપડી ૭ દિવસ ખાવા આપવા

# ૯—ગધેડાની લીંદ.

(૧) ધોળા ઉદર અંગ ઉપર પડી ગાંઠો ઉત્પન્ન થાય છે તે ઉપર—[illegible] રક્ત કાઢી તે ઉપર ગધડાની લીંદ ૮ દિવસ બાંધવી (૨) **ખરજવા ઉપર**—ગધેડાની લીંદનો પાતાળયંત્રવડે અર્ક કાઢી તે ખરજવા ઉપર ચોપડવો (૩) કાચ, **માટી અને ગેરૂ ઇત્યાદિકોના વિષ ઉપર**—ગધેડાની લીંદનું પાણી પાવું (૪) **મધુરા ઉપર**—ગધેડાની લીંદ પાણીમાં મેળવી તે પાણી નાખવા આપવું

# ૧૦—ગધેડાનો દાંત.

ઉપયોગ:—( ૧ ) **શીતળાથી આંખમાં ફુલું પડયું હોય તો**—ગધેડાનો દાંત ઘસી અંજન કરવું *

# ૧૧—ગોરોચન.

ગાયના અથવા બળદના પિત્તાશયમાં એક જાતનો જાયફળ જેવડો ગાગડો ઉત્પન્ન થાય છે × તેને ગોરોચન કહે છે ગોરોચન—અતિ શીત, રુચિકર મંગ-

---

* હસ્તલિખિત ગ્રંથોમાં એજ પ્રમાણે એજ દરદ ઉપર બીલાડીનું હાડકું અથવા સાપનું શીંગડું ઘસી આંજવાનું લખેલ છે

× એ પિત્તાશયમાં નાળીએર જેવડા એક ગોળામાં પીળા રંગના પાણી સાથે નાની મોટી દશ બાર ગાંઠો મળી આવે છે.

સહાયક, વશકર, કાંતિકારક, વૃષ્ય, કડવું અને પિશાચબાધા, ગ્રહપીડા, વિષદોષ, કુષ્ટ, કૃમિ, ઉન્માદ, ગર્ભસ્રાવ, ક્ષત, રક્તવિકાર અને નેત્રરોગનો નાશ કરે છે (૧) **ઉલટી, વરાધ (આરામી) વગેરે બાળકોના અનેક રોગો ઉપર**— ગોરોચન અને હળદર, એ બન્ને ખાવાના પાનના રસમાં આપવાં (૨) **મધુરા ઉપર**—મધુરો થએલા માણસને બીજા દિવસે ફક્ત એક વખત બે તોલા ભેંસના દૂધમાં અડદ જેટલું ગોરોચન મેળવી આપવું આ યોગથી મધુરો પેટમાં ન પડતાં બહાર પડે છે (૩) **બાળકોને શીતળા હલકા આવવા માટે**— ગોરોચન ગાયના દૂધમાં ઘસી પાવું એટલે શીતળા અંગ ઉપર તત્કાળ ઉંડે છે (૪) **ખરજ ઉપર**—ગોરોચન અને ચંદન ઘસી લેપ કરવો

# ૧૨—ઘૃતવર્ગ.

સર્વ ઘીમાં ગાયનું ઘી શ્રેષ્ઠ છે ઔષધોમાં સર્વ તાજા ઘીની યોજના કરવી ઘીના સેવનથી માણસના અંગમાં ધાતુની વૃદ્ધિ થઈ શક્તિ વધે છે* અને મગજ શાંત રહે છે ઘીના સેવનથી શરીરમાંની અશક્તતા અને ગરમી દૂર થાય છે અને લોહી શુદ્ધ થાય છે અતિશય શારીરિક શ્રમ કરનારાઓને ઘીનું સેવન તો અત્યંત હિતકારક છે હમણાંના વખતમાં દુર્દૈવથી દૂધ ઘીની અછત થવાથી ચરબી જેવા નિષિદ્ધ પદાર્થની ઘીમાં ભેળસેળ થવા લાગી છે ' એ ભેળસેળનું ઘી સેવન કરવાથી અનેક વિકાર થવાનો સંભવ છે એટલા માટે સર્વએ અવશ્ય સાવચેતી રાખવી ઘી સંબંધે વિસ્તાર ' ગોવૈદ્યક " ભાગમાં કહેલો છે તે જુઓ **બકરીનું ઘી.**—ચક્ષુષ્ય, દીપન બળવર્ધક, પથ્ય, પાક વખતે તીખું અને કાસ, શ્વાસ, ક્ષય, કફ, અર્શ, અને રાજયક્ષ્માનો નાશ કરનાર છે **મેંઢીનું ઘી**—તિખટ તથા ગરમ છે અને કફ, વાત, યોનિદોષ, પિત્ત અને શોષનું નાશક છે **ભેંસનું ઘી**—સૌખ્યદ, વર્ણકારક, હૃદ્ય કાંતિકર રુચ્ય, કફકર, મીઠું, શીતળ, વિષ્ટંભકારક, બળપ્રદ ધૈર્ય આપનારૂં તથા ગુરૂ છે અને અર્શ, સંગ્રહણી, વાત, રક્તપિત્ત, ભ્રમ તથા પિત્તનો નાશ કરે છે **હાથણીનું ઘી:**—કડવું, લઘુ, તુરૂ તથા અગ્નિદીપક છે અને કુષ્ટ, કૃમિનું નાશક તથા મળ અને મૂત્રનું સ્તંભક, કફનાશક, પિત્તકારક અને વિષ તથા રક્તવિકારનું નાશક છે **ઘોડીનું ઘી:**—કિંચિત્ મધુર, અગ્નિદીપક, તુરૂં, તીખું, મળમૂત્રરોધક, કિંચિત્ વાતલ, ઉષ્ણ, પાકકાળે લઘુ તથા તુરૂ છે અને કફ તથા મૂર્છાનું નાશક છે **ઉંટડીનું ઘી:**—અગ્નિદીપક, ખાટ, પાક વખતે તીખું અને વિષ, અર્શ, કૃમિ, સોજો, વાયુ, કફ, કોઢ, ગુલ્મ, ઉન્માદ, મોહ, મૂર્છા, અપસ્માર અને બડબડનો નાશ કરે છે **ગધેડીનું ઘી.**—બળકર, બુદ્ધિપ્રદ, વામક (ઉલટી કરનાર), અગ્નિ-

---

* અમને ખાસ અનુભવથી જણાયું છે કે ધાતુના દરદીએ સ્ત્રીસંગ કર્યા પછી શ્વાસ શાંત પડયા પહેલાં પાંચ તોલા ગાયનું તાજું ઘી પી જવું, એથી ધાતુની વૃદ્ધિ અને પુષ્ટિ થાય છે સાજા મનુષ્યે કસરત કર્યા પછી એ પ્રમાણે ઘી લેવું, એ દૂધ પીવાની બરાબર અત્યંત ફાયદાકારક છે

પક, ઉષ્ણવીર્ય, પાક કાળે લઘુ, તુરૂ અને ગ્લાનિકારક છે. એ મૂત્રદોષ અને ફનો નાશ કરે છે **ઘીવૃત**.—રૂચિપ્રદ, નેત્ર્ય, પાક વખતે લઘુ તથા અગ્નિદીપક અને વાત પિત્ત, કફ તથા વિષનો નાશ કરે છે ઉપયોગઃ—( ૧ ) **અગ્નિ-ગ્ધ વ્રણ, હાથ પગનો દાહ. શિરોભ્રમણ અને આંખોમાની બળતરા** ઉપરઃ—ગાયનું ઘી ચોપડવું ( ૨ ) **ગર્ભિણીનો રક્તસ્રાવ, દાહયુક્ત વાતરક્ત, સન્નિપાતજ વિસર્પ અને દાહરોગ ઉપરઃ**—ગાયનું શતધૌત અથવા સહસ્રધૌત ઘી ચોળવું એથી કરી તાવથી થએલો દાહ પણ શાંત થાય છે ઘી જુનું હોય તો વધુ ઉત્તમ. ( ૩ ) **વ્રણ તથા નાડી વ્રણ ઉપરઃ**—જુના ઘીનો લેપ કરવો. ( ૪ ) **આંખમાં ખુપરો નાખતો હોય તો** ઘીવૃત આંજવું

# ૧૩—ઘોડાની લીંદ.

ઉપયોગ ( ૧ ) **શુળ ઉપરઃ**—ઘોડાની લીંદ પાણીમા મેળવી, તે પાણી ગાળી લઇ તેમા થોડી શેકેલી હીંગનું ચૂર્ણ નાખી તે પાવુ એટલે કઠિન ગજ પણ શાંત શમશે **બીજો પ્રકારઃ**—ઘોડાની લીંદનો અર્ક કાઢી આપવો ( ૧ ) **ઉચકી ઉપરઃ**—ઘોડાની ગુદામાંથી લીંદની ધુણી આપવી એટલે કઠિન એવી ઉચકીનો નાશ થશે ( ૨ ) **કાગળીઆ ઉપરઃ**—ઘોડાની લીંદ છાશના પાણીમા મેળવી વસ્ત્ર-ગાળ કરી અકેક ૭ માસા પ્રમાણ નાખી પુન વસ્ત્રગાળ કરી છમકારી પાવું

# ૧૪—ઘોડાનો વાળ.

ઉપયોગઃ—( ૧ ) **ચામખીલ ( મસ ) થાય છે તે ઉપરઃ**—ઘોડાના વાળથી તે બાંધવા એટલે ખરી પડે છે

# ૧૫—છાશ.

આ સબંધે ગોવૈદ્યક ભાગમા માહિતી છેજ તે સિવાયનો બાકીનો ભાગ અહી લખ્યા છે **ભેસની છાશઃ**—કફકર સાદ શોફકારક તથા ગુરૂ છે અને તેમ અતિસાર પ્લીહા અર્શ સંગ્રહણી પાંડુરોગ, વિષમજ્વર અને મૂત્રરોગની નાશક છે **બકરીની છાશઃ**—લઘુ તેમજ સ્નિગ્ધ છે અને દાહ, ગુલ્મ, અર્શ, શ્વાસ સોજો, સંગ્રહણી અને પાંડુરોગનો નાશ કરે છે ઉપયોગઃ—( ૧ ) **સંગ્ર-હણી ઉપરઃ**—ગાયની છાશમા સુંઠ અને લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવું

# ૧૬—દહીં.

ગાયના દહીં સબંધી વિચાર ગોવૈદ્યક ભાગમા છે, બીજી માહીતી અહી આપેલ છે **ભેસનું દહીં**—રક્તપિત્ત-પ્રસાદન, રૂક્ષ સ્નિગ્ધ, મધુર, શોષક, કફકર ગુ, અભિષ્યંદિ, બલકર તથા શુક્રકારક છે અને પિત્ત, વાત તથા શ્રમનું નાશક છે **બકરીનું દહીં**—દીપન, પાચન, લઘુ, રૂચિકર, ગરમ તથા ગ્રાહક છે

અને નેત્રરોગ ક્ષય, અર્શ, કાર્શ્ય, ત્રિદોષ, શ્વાસ, કાસ અને વાયુનું નાશક છે. **હાથણીનું દહીં**—તુરૂ, કાંતિકારક, રૂચિકર, પાકવખતે તીખું, લઘુ, ઉષ્ણ બળપ્રદ તથા વીર્યવર્ધક છે અને પરિણામશૂળ, કફ તથા વાયુનો નાશ કરે છે. **ઘોડીનું દહીં**—મધુર, તુરૂ, કિંચિત્ વાતકર, રૂચિકર, આંખોને હિતાવહ તથા દીપન છે, અને કફ મૂર્ચ્છા, નેત્રરોગ, કોઢ, મૂળવ્યાધિ, પેટમાના કૃમિ, એ સર્વનો નાશ કરે છે. **ગધેડીનું દહીં.**—રૂક્ષ, ઉષ્ણ, દીપન, પાચક, મધુર, ખાટું, રૂચિકર અને વાતનાશક છે. **ઉંટડીનું દહીં**:—તીખું, ખારૂં, ભેદક, રસ વખતે મધુર તથા ખાટું છે અને વાતાર્શ, કૃમિ, કુષ્ટ, શૂળ અને ઉદરરોગનો નાશ કરે છે. **સ્ત્રીનું દહીં**—બળકર, તર્પણ, જડ, પાક વખતે મધુર, ખાટું, આંખોને હિતકારક, તુરૂં, પાકકાળે લઘુ, રૂક્ષ, ઉષ્ણ તથા કફનાશક છે, અને પરિણામશૂળ, મલસ્તંભ, ત્રિદોષ અને મૂત્રદોષનો નાશ કરે છે.

## ૧૭—દૂધ.

દૂધ જેવો પૌષ્ટિક, શક્તિવર્ધક અને આયુષ્યવર્ધક એવો બીજો પદાર્થ નથી. સઘળી જાતના દૂધોમાં ગાયનું દૂધ શ્રેષ્ઠ છે. ગાયના દૂધમાં કોઈ પણ પ્રકારનો અવગુણ નથી. એ બાળકથી વૃદ્ધ સુધી સર્વને અત્યંત હિતકારી છે. આગળના વખતમાં દૂઝણી ગાયોનો અત્યંત જથ્થો હતો, તેથી કરી લોકો શક્તિવાન, નિરોગી અને બળવીર હતા. હાલના વખતમાં દૂઝણી ગાયોની દિનપરદિન અછત થતી જાય છે. દુષ્કાળને લીધે ઢોરની અછત થઈ જમીનમાં તેનાથી મળનારૂં ખાતર કમી મળવા લાગવાથી ધાન્યની ઉત્પત્તિ પણ ઘટવા લાગી છે, અને જે ધાન્ય ઉત્પન્ન થાય છે તે પણ ઓછા કસવાળું હોય છે જેથી તે ખાનારને યોગ્ય તુષ્ટિ પુષ્ટિ આપી શકતું નથી. એટલાજ માટે સઘળાએ ગાયનું રક્ષણ થાય એવો યત્ન મન વાચા અને કાયાએ કરવો ઘટે છે. નીચે જે દૂધ સબંધી લખવામાં આવ્યું છે, તે સિવાય બીજી માહીતી આ ગ્રંથના ગોવૈદક પ્રકરણમાંથી મળી આવશે. **ભેંસનું દૂધ**:—મધુર, પૌષ્ટિક, સ્નિગ્ધ, બળકર, ગુરૂ તથા વૃષ્ય છે, અને શુક્ર, નિદ્રા, કફ, આળસ તથા રૂચિને કરનારૂં અને પિત્ત, દાહ, શ્રમ તથા જઠરાગ્નિનું નાશક અને મંદાગ્નિને અપથ્ય છે. એ તીવ્રાગ્નિવાળા પુરૂષોને તપાવી પાવાથી બળ, પુષ્ટિ અને સર્વ ધાતુની પુષ્ટિ કરે છે. **બકરીનું દૂધ**:—તુરૂ મધુર, ગ્રાહક, લઘુ તથા શીતળ છે અને જ્વર ક્ષય, ઉધરસ, રક્તપિત્ત, સર્વવ્યાધિ અને અતિસારનો નાશ કરે છે. **મેંઢીનું દૂધ**.—મધુર, ગરમ, સ્નિગ્ધ, કેશ્ય, પુષ્ટિકર, ગુરૂ, વાતનાશક, કફકર અને મેદોવર્ધક છે. **હાથણીનું દૂધ**:—મધુર, અગ્નિને મંદ કરનાર, શીતળ, વૃષ્ય, ચક્ષુષ્ય, વીર્યવર્ધક મેદોવર્ધક, સ્નિગ્ધ, તુરૂ, બળકર, કફકર, તૃપ્તિકર અને પિત્તનાશક છે. **ઘોડીનું દૂધ**:—ખારૂં, અગ્નિદીપક, રૂક્ષ, ઉષ્ણ, કાંતિકર, દેહસ્થૈર્યકર, લઘુ, બળકર, ખાટું તથા સારક છે, અને સંધિવાત, ત્રિદોષ, ઉદરવાયુ, કુષ્ટ અને દમનો નાશ કરે છે. **ગધેડીનું દૂધ**—મધુર, બળકર, રૂક્ષ, ખાટું, હીન, બુદ્ધિમાદ્યકારક, પથ્ય, રૂચિપ્રદ તથા ખારૂં છે, અને કફ, વાયુ, બાળરોગ, કાસ અને દમનો નાશ કરે છે.

ઘસી મધ નાખી આપવું બાળકને અર્ધી બીરબહોટી આપવી ( ૩ ) **દમ, ઉધરસ અને વરાધ ઉપર:**—બીરબહોટી પાનમાં આપવી ( ૪ ) **મૂળવ્યાધિ ઉપર.**—બીરબહોટી અને ધોળા કાથાની રાખનો મધમાં ખરલ કરી લેપ કરવો. ( ૫ ) **અર્ધાંગ, પક્ષાઘાત, અર્દિત અને બીજા વાયુ ઉપર:**—બીરબહોટી પાનમાં આપવી. ( ૬ ) **પેટશૂળ ઉપર**—જાયફળ અને બીરબહોટીનું ૧ વાલ ચૂર્ણ આપવું ( ૭ ) **સોજા ઉપર.**—બીરબહોટી મીણમાં મેળવી લેપ કરવો ( ૮ ) **બેસી ગએલા સ્તન કઠિન થઈ ઉપર આવવા માટે:**—બીરબહોટી દૂધમાં વાટી સ્તન ઉપર લેપ કરવો

# ૨૦—ભેંસનું છાણ.

ઉપયોગ:—( ૧ ) **નવેલો-નખ ઉખડયો હોય તો:**—ભેંસનું તાજું છાણ ગરમ કરી બાંધવું ( ૨ ) **મધુરા ઉપર**—ભેંસનું છાણ પાણીમાં મેળવી ઢીંચણપર્યંત અને જંઘાપર્યંત પગે ચોળી ધોઇ નાખવું ( ૩ ) **તણખીયા પ્રમેહ ઉપર**—ભેંસનું છાણ પાણીમાં ગાળી લઈ તેમાં સાકર નાખી તે પાવું ગાયના છાણ સબંધી ગોવૈદકમાં જુઓ

# ૨૧—મધ.

**સામાન્ય મધ:**—શીત, લઘુ, સ્વાદુ, રુક્ષ, ગ્રાહક, નેત્રોને હિતાવહ અગ્નિદીપક, વ્રણશોધક, નાડીની શુદ્ધિ કરનાર, સૂક્ષ્મ, રોપણ, મૃદુ, વર્ણકારક, મેધાકર, વિશદ વૃષ્ય, રૂચિકારક, આનંદકારક અને તુરૂ છે તથા સહેજ વાત કર કોઢ, અર્શ, ઉધરસ, પિત્ત, રક્તદોષ, કફ, મેહ, કૃમિ, મદ, ગ્લાનિ, તૃષ્ણા, ઉલટી, અતિસાર, દાહ, ક્ષતક્ષય મેદ, લય હેડકી, ત્રિદોષ, આધ્માનવાયુ, વિષ તથા મલબંધનો નાશ કરે છે **સર્વ જાતિનું મધ:**—ત્રણરોપણ, શોધક અને અસ્થિને સાધનાર છે મધ તપાવવાથી કિંવા ઉષ્ણ કાળમાં ઉષ્ણ પદાર્થોમાં ભક્ષણ કરવાથી વિષ જેવું દુ:ખ કરે છે ઔષધોમાં જુનું મધ આપવું જેમ જેમ જુનું થતું જાય તેમ તેમ તે ગુણકારી છે ઘી અને મધ સરખે ભાગે લેવા નહિ. એમ લેવાથી તે વિષ સમાન થાય છે રંગે ગાયના ઘી જેવું, રૂચિકર, સુગંધી એવું મધ ઉત્તમ જાણવું ઉપયોગ:—( ૧ ) **કાન વહે છે તેને માટે:**—ઝાડાએ ઝીણી માખીનું મધ બેસે છે તેનું મધ કાનમાં નાખવું (૨) **કાનમાં અગાઈ વગેરે ગઈ હોય તે ઉપર.**—કાનમાં મધ નાખવું. ( ૩ ) **વીંછીના વિષ ઉપર.**—દંશ ઉપર મધ ચોપડવું ( ૪ ) **મેદરોગ ઉપર**—સવારે ગરમ પાણી ૪ તોલા લઈ તેમાં ૨ તોલા મધ નાખી તે પાવું ( ૫ ) **મુખ-રોગ ઉપર:**—મધનો ગડૂષ ( મ્હોડામાં મધ લઇ તે કેટલીકવાર રાખી કોગળો કરી નાખવો ) ધારણ કરવો એટલે મ્હોડામાંના વ્રણ, ચાંદી તથા દાહ, તૃષા વગેરે રોગ દૂર થઇ મુખને સ્વચ્છતા આવે છે અથવા મધ અને પાણી એકત્ર કરી તેના કોગળા કરવા ( ૬ ) **અગ્નિદગ્ધ ઘાવ ઉપર:**—પોઆ મહુડાનું મધ

પીઆએ ચોપડવું (૭) **કાનખજુરો કાનમાં ગયો હોય તો.**—મધ અને તેલ કાનમાં નાખવું (૮) **રક્તપિત્ત ઉપર:**—મધ અને સાકર એ બકરીના દૂધમાં પાવું. (૯) **તૃષ્ણા રોગ ઉપર**—પાણીમાં સાકર અથવા મધ નાખી તે પાવું અને પાણી અને મધ એકત્ર કરી તે શેરભર પાવું, ઉલટી થશે એટલે તૃષ્ણા અને દાહ શમશે. (૧૦) **ખરસાણીના વિષ ઉપર:**—પાણીમાં મધ નાખી પાવું (૧૧) **ઝેરકચોલાના વિષ ઉપર:**—મધ, ઘી અને સાકર ખાવા આપવા

# ૨૨—માખણ.

**ભેંસનું માખણ:**—તુરૂં, વાતુલ, ગુરૂ, કફકર, મેદોવર્ધક, આંખોને હિતકર, ધાતુવર્ધક, ગ્રાહ્ય, મધુર, શીત, બળકર, દાહકારક તથા આહ્લાદ છે અને શ્રમ તથા પિત્તનું નાશક છે એજ તાજું હોય તો ધાતુવર્ધક બાળ તથા વૃદ્ધને હિતકારક અને બળકર છે **બકરીનું માખણ.**—મધુર, તુરૂં, લઘુ આંખોને હિતકારક, દીપન, બલકર તથા હિતકર છે અને ક્ષય, ઉધરસ, ગુલ્મ, પ્રમેહ ગળી, નેત્રરોગ જ્વર, પાંડુરોગ અને શ્વેત કોઢનો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **કાનનો દાહ થાય છે તે ઉપર**—માખણ કિંચિત્ દેવતા ઉપર પીગળાવી કાનમાં નાખવું (૨) **રક્તમૂળ વ્યાધિ ઉપર:**—માખણ અને તલ ખાવા આપવા અથવા માખણ નાગકેસર અને ખડીસાકર ખાવા આપવા (૩) **રક્તાતિસાર ઉપર**—માખણ મધ અને ખડીસાકર ખાવા આપવા

# ૨૩—મૂત્રવર્ગ.

મૂત્રવર્ગમાં ગોમૂત્ર મુખ્ય છે ઔષધોમાં એ સર્વ મૂત્રોના અભાવ આપવું. ગોમૂત્રમાં રેચક ગુણ ઘણો ઉત્તમ છે પુષ્કળ તેલો અને ઘી સિદ્ધ કરવાના કામમાં ગોમૂત્રનો ઉપયોગ થાય છે નસ્યને માટે ઉંટનું મૂત્ર આપવું પ્રાશનાર્થ ગાયનું પ્રશસ્ત અને ગધેડા ઘોડા, બકરા, ભેંસોનું મૂત્ર તેલમાં ઉકાળી લેપ કરવાથી દદ્રુ, કંડૂ અને વિસર્પનો નાશ કરે છે **ભેંસનું મૂત્ર.**—તુરૂં કડવું ખારૂં, પિત્તકર ઉષ્ણ તથા તીખું છે અને શૂળ, અર્શ ઉદર, કુષ્ટ, મેહ, વિષૂચિ, સોજો આનાહ, પાંડુરોગ, ગુલ્મ તથા કફનો નાશ કરે છે **બકરીનું મૂત્ર**—તીખું, લઘુ ઉષ્ણ, કડવું, રૂક્ષ, સ્વાદુ, તુરૂં તીક્ષ્ણ પથ્યકર તથા વાતુલ છે, અને દમ, ઉધરસ, સોજો, કમળો, ઉદર, પાંડુ, કફ, ગુલ્મ, પ્લીહા, નાડીવ્રણ, વિષ અને મળમૂત્રનો નાશ કરે છે **હાથણીનું મૂત્ર**—ખારૂં, કડવું, ભેદક, પિત્તલ, તુરૂં તીક્ષ્ણ, સારક, તીખું તથા વિદારણ છે અને શૂળ, હેડકી, દમ, વાયુ, કિલાસકુષ્ટ કંડૂ મંડલકુષ્ટ, કૃમિ, અર્શ, વિષ ગુલ્મ અને કફનો નાશ કરે છે **ઘોડીનું મૂત્ર**—ઉષ્ણવીર્ય, ખારૂં, તીખું, રૂક્ષ, તીક્ષ્ણ તથા પિત્તલ છે અને કુષ્ટ, ઉન્માદ, કૃમિ સોજો કફ વાયુ દદ્રુ, શૂળ, વિષ, કિલાસકુષ્ટ અને મોહનો નાશ કરે છે. **ગધેડાનું મૂત્ર**—અગ્નિદીપક કડવું, ખારૂં, તીખું તથા તીક્ષ્ણ છે અને કફ, વાયુ સંગ્રહણી કૃમિ ભૂતબાધા કંપ ઉન્માદ અને ચિત્તભ્રમનો નાશ કરે છે. **ઉંટનું મૂત્ર**—તીખું કડવું, ઉષ્ણ, દીપન, પિત્તલ, ખારૂં, તીક્ષ્ણ તથા બળકર

છે અને કોઢ, અર્શ, ઉદર, કૃમિ, ઉન્માદ, વાતરોગ તથા મનોવ્યાધિનો નાશ કરે છે. **નરમૂત્ર:**—રેચક, ખારૂં, ઉષ્ણ, રસાયન, કડવું તથા રૂક્ષ છે, અને વિષ, આમ, કૃમિ, રક્તદોષ, વ્રણ, ભૂતબાધા, ત્વગ્દોષ, વાયુ, મોહ, કફ તથા પિત્તનો નાશ કરે છે **ઉપયોગ.**—( ૧ ) **કફ, ક્ષય અને પાંડુરોગ ઉપર:**—જુના લોહકાટને ગરમાળાના અગર બહેડાના લાકડાના કોલસામાં તપાવી, ગોમૂત્રમાં ૧૦૦ વાર બાઝવી, પછી તેનો ખરલ કરી તેમાથી ૧ વાલ ચૂર્ણ મધ અને લીંડીપીપરમાં આપવું એ ચૂર્ણને " મંડૂર " કહે છે ( ૨ ) **અપસ્માર ઉપર:**—માકડના રક્તમાં ચિંથડું ભીંજવી સુકવી, તે ગધેડીના મૂત્રમાં ભીંજવી તેનું ત્રણ દિવસ નસ્ય આપવું એટલે ફેફરૂં દૂર થાય છે ( ૩ ) **વિષારી સર્પના દંશ ઉપર:**—માણસનું મૂત્ર પાવું એટલે ઉલટી થઇ વિષ ઉતરશે.

# ૨૪—મીણ.

**મીણ:**—પિચ્છલ ( ચિકટું ), સ્વાદુ, તીખું, સ્નિગ્ધ, મૃદુ, અસ્થિસંધાનકારક તથા વ્રણને હિતકર છે, અને વાયુ, કોઢ, વિસર્પ, રક્તદોષ, વાતરક્ત, ભૂતદોષ અને લેપ કરવાથી ચામડી ફાટે છે તેનો નાશ કરે છે **ઉપયોગ:**—(૧) **નવેલા ઉપર**—તપાવેલા મીણની લુગદી નખપર બેસાડવી અને પાટો બાંધવો. તેથી ચાર પાંચ દિવસમાં ગુણ આવે છે ( ૨ ) **પગ ફાટે છે તે ઉપર:**—તપાવેલું મીણ ચોપડવું ( ૩ ) **ગુમડાં ઉપર:**—ઘીમાં મીણ તપાવી ને ચોપડવું ( ૪ ) **રક્તપ્રદર ઉપર:**—મીણમાં ઇંટનું ચૂર્ણ ખરલ કરી ચોપડવું

# ૨૫—મોરનાં પીછાં.

ઉપયોગ.—(૧) **હેડકી અને ઉલટી ઉપર**—મોરના પીછાની રાખ અને લીંડીપીપર એ મધમાં આપવાં ( ૨ ) **સર્પદંશ ઉપર.**—મોરના પીછાં તમાકુ સાથે ચલમમાં નાખી પાવાં એટલે વિષ ઉતરશે ( ૩ ) **માછલાના વિષ ઉપર.**—મોરના પીછાની ધુણી આપવી ( ૪ ) **વિષબાધા દૂર થવા માટે:**—જે પ્રમાણે ગાડૂળીમાંથી તામ્રસત્વ નીકળે છે તેજ ક્રિયાથી મયૂરપિચ્છમાંથી તામ્રસત્વ નીકળે છે એ તામ્રસત્વની ચીરી કરી ને પાણીમાં બોળી તે પાણી આપવું, એટલે વિષબાધા દૂર થશે.

# ૨૬—વાઘની ચરબી.

ઉપયોગ.—( ૧ ) **હાડવ્રણ ઉપર:**—એ ત્રણ દિવસ વાઘની ચરબી ઉપર લગાવવી ( ૨ ) **શીતળા થોડા આવવા માટે:**—વાઘનો સળો દાંત પાણીમાં ઘસી એક વખત આપવો ( ૩ ) **સંન્નિપાત ઉપર:**—વાઘની ચરબી રાત્રે ઉંઘતી વેળાએ શરીરે ચોળવી

# ૨૭—સમુદ્રફીણ.

સમુદ્રફીણ એ એક જાતિના માછલાના પેટમાંનું હાડપિંજર છે એ સફેદ રંગનું હોઇ એ ઉપર ઝીણાં ઝીણાં છિદ્રો હોય છે એ બસરેથી અહીં આવે છે. **સમુદ્ર-**

( ૭ ) **ઉરઃક્ષત, દમ, ક્ષય, શ્વાસ, અરુચિ અને અગ્નિમાંદ્ય ઉપર:**—૧ વાલ સાબરશિંગની ભસ્મ મધમા આપવી ( ૮ ) **સાબરશિંગની ભસ્મ કરવાની કૃતિ.**—સીતાફળીના પાદડા બારિક ચંદન પ્રમાણે વાટી તેનો લાબો ગોળો કરી તેમા સાબરશિંગનો કકડો મધ્ય ભાગે રાખવો તથા તેને વગડાઉ છાણાના પુટ આપવા એટલે તેની ભસ્મ થશે. એજ રીતે કપાસમા સાબરશિંગ નાખી પુટ આપવાથી ભસ્મ થશે.

# ૩૧—હરિણશૃંગ.

ઉપયોગ:—( ૧ ) **હૃદ્રોગ, કટિશૂળ, સંધિશૂળ અને હૃદયશૂળ ઉપર:**—હરિણના શિંગડાના કકડા કરી કોડીઆમા નાખી, છાણાનો અગ્નિ કરી ભસ્મ કરવી ને ભસ્મ અર્ધો માસો ગાયના ઘીમા આપવી

# ૩૨—હસ્તિદંત.

ઉપયોગ —( ૧ ) **કેશ આવવા માટે.**—હાથીદાતનો વ્હેર દારૂહળદરના રસમા ખરલ કરી ભાવના આપવી અને તે ઉપર ચોપડવી. ( ૨ ) **ગુમડું ફુટવા માટે**—હાથીદાત ઘસી ગુમડાના મ્હોડાપર એક બિંદુ કરવુ ( ૩ ) **મૂળવ્યાધિ ઉપર:**—હાથીદાતની ચૂર્ણી આપવી. ( ૪ ) **ખરજ, ગજકર્ણ વગેરે ઉપર:**—હાથીદાતનો વ્હેર બાળી તે રાખનો ઘીમા ખરલ કરી લેપ કરવો. ( ૫ ) **ફુલવર્તી:**—હાથીદાત ડુક્કરના દાત, ઉંટના દાત, બળદના દાત, બોકડાના દાત, ગધેડાના દાત, શંખ, મોતી અને સમુદ્રફીણનુ ચૂર્ણ કરી પાણીમા ખરલ કરી મળી જેવડી લાબી ગોળી કરવી એ પાણીમા ઘસી આખમા અંજન કરવુ, એટલે આખમાનુ ફુલ ઘણુજ જલદી દુર થાય છે આ પ્રયોગ ફુલ દૂર થવા માટે ઘણોજ ઉત્તમ છે



*સાબરશિંગને પ્રથમ આકડાના દુધમા, પછી કુંવારના રસમા, પછી અરણીમા ખારીજાળના રસમા, અરીઠામા, ગાયના છાણના રસમા અને બોરડીના પાદડાના રસમા, એમ ૭ સૂક્ષ્મ પુટ આપી છેવટે આઠમો થુવરના દુધમા ગજપુટ આપવાથી ઉત્તમોત્તમ સાબરશિંગ-ભસ્મ થાય છે આ ભસ્મ કફથી થએલ દરેક ઉદર રોગને નિકંદન કરે છે એટલુજ નહિ પણ એ તાવનો પણ શત્રુ છે.

સાબરશિંગના નાના નાના કકડાને તલની સાથે સંપુટમા નાખી કપડમાટી કરીને અથવા સાબરશિંગ ઉપર દારૂડીના બીજ અથવા અડદની મોગર દાળનો લોટ ચોપડી કુલડીમા નાખી કપડમાટી કરી અડધા મણ છાણામા ભઠ્ઠી ( ગજપુટ ) કરે તો મરે એમ હસ્તલિખિત પુસ્તકોમાથી મળી આવે છે. વળી લખનૌના એક ચુનીલાલ ( ઉર્ફે કવિજી ) નામના વૈદ્યના એક સાક્ષીતનુ કહેવુ છે કે—તેઓ સાબરશિંગના ઝીણા બોર જેવડા કકડા કરી સાદી રીતે બાળી તે રાખને તેના બરોબર ગાયના દહીમા ખૂબ ઘુંટી થેપલીઓ કરી મોટા છાણા ૪૦ માં બાળી ખાખ કરતા હતા

# रसवैद्य.

## ૧—અભ્રક.

ધોળો, રાતો, પીળો અને કાળો, એમ ચાર પ્રકારના અભ્રક છે ઔષધોમાં ધોળો અને કાળો વપરાય છે કાળો અભ્રક ગુણોએ શ્રેષ્ઠ છે **શોધન**—(૧) **કાળો અભ્રક:**—અગ્નિ ઉપર તપાવી ગાયનું દૂધ, ત્રિફળાનો ઉકાળો, કાંજી અને ગાયના મૂત્રમાં સાતવાર બોળવા એટલે શુદ્ધ થશે (૨) અભ્રક દેવતા ઉપર તપાવી બોરડીના કાઢામાં બોળવો અને હાથથી મસળવો તથા ઉપરનું પાણી નીતારી નાખી સુકો કરી આપવો તે ધાન્યાભ્રક કરતા સારો થશે. **ધાન્યાભ્રક કરવાની રીત:**—અભ્રકને તેના ચોથા ભાગ ડાંગરમાં મેળવી કામળામાં બાંધી ત્રણ દિવસ પાણીમાં પલાળી રાખવા અને હાથથી પુષ્કળ મસળવો, પછી પાણીમાં પડયા હોય તે અભ્રક યુક્તિથી બહાર કહાડી સુકવી આપવો **અભ્રક:**—તુરો મધુર ઠંડો, આયુષ્ય આપનાર અને ધાતુવર્ધક છે અને ક્ષય, ત્રિદોષ ગુમડા પ્રમેહ, કોઢ, [illegible], ઉદર, ગાડ વિષ અને કૃમિનો નાશ કરે છે **મારણ**—(૧) ધાન્યાભ્રક ૧ ભાગ અને ટંકણખાર ૨ ભાગ એકત્ર કરી, ખરલ કરી અંધમુષા યંત્રમાં ઘાલી તીવ્રાગ્નિએ પચન કરવું પછી દૂધમાં ખરલ કરી પુટ આપવો, એટલે ભસ્મ નિશ્ચંદ્ર થશે એ ભસ્મ સ્વભાવે શીતળ છે તેથી સર્વ રોગો ઉપર યોજવી (૨) ધાન્યાભ્રક કાસુંદરાના રસમાં મસળી પુટ આપવો એ પ્રમાણે દશ પુટ આપવા એટલે તેની ભસ્મ થશે (૩) ધાન્યાભ્રક લઈ આકડાના દૂધ (રસ) માં એક પહોર સુધી ખરલ કરી ગોળ ચક્રાકાર વડી કરી તેની આસપાસ આકડાના પાન વીંટાળી માટીના કોડીઆના સંપુટમાં ઘાલી વગડાઉ છાણાનો ગજપુટ અગ્નિ કરવો. આ પ્રમાણે આકડાના દૂધમાં એકેક દિવસ ખરલ કરી સાત ગજપુટો કરવા પછી વડની વડવાઈઓનો ઉકાળો કરી તેમાં અભ્રક એકેક દિવસ ખરલ કરી ત્રણ ગજપુટો કરવા, એટલે અભ્રકની ભસ્મ સારી થશે. એ ભસ્મથી સર્વ રોગ દૂર થાય છે અલ્પ મૃત્યુ દૂર થાય છે ધોળા વાળના કાળા વાળ થાય છે અને જેવું જેવું અનુપાન આપે તેવો તેનો ગુણ થાય છે (૪) ધાન્યાભ્રક અને નાગરમોથ, ભદ્રમોથ [illegible] અથવા વડવાઈઓનો રસ હળદરનું પાણી મજીઠનો કાઢો, [illegible] ઔષધોની અનુક્રમે ભાવના આપવી અને પ્રત્યેક ભાવનાને સારા પુટ [illegible] ભસ્મ થશે શતપુટી અને સહસ્રપુટી અભ્રક કરવો હોય તો

---

અભ્રક ભસ્મ શતપુટી અને સહસ્રપુટી વગેરે થાય છે પરંતુ કહેલું છે કે दशादिशतपर्यन्तं स्यात्पुटो व्याधिनाशने । शतादिस्तु सहस्रान्तः पुटो देयो रसायने ॥ ? ॥ અર્થાત્ રોગ નાશ કરવાને દશથી સો સુધીના પુટો

કુંવારના રસમા ખરલ કરી પુટ આપવા, એટલે રંગદાર ભસ્મ થશે. મૃત ને અમૃતીકરણ:—અભ્રકભસ્મના બરાબર ગાયનુ ઘી મેળવી લોઢાના વાસણમા પચન કરાવવુ. ઘી પચી જાય એટલે તે ભસ્મ બધા ક્રમોમા યોજવી. જે અભ્રક ભસ્મ નિશ્ચંદ્ર અને કાજળ જેવી બારિક થાય તે મૃત જાણવી. તેજ જો સચંદ્ર

---

આપવા જોઇએ અને સોથી લઈ હજાર સુધી પુટ રસાયનને માટે છે ) વળી એમા પણ હજારપુટમા તો રસની ભાવના માત્રનેજ પુટ કહેલ છે. એમા મર્દન નહિ કરવુ એમ વૈદ્યો કહે છે, પરંતુ શતપુટીમા મર્દન અવશ્ય કરવુ **દશપુટી અભ્રક ભસ્મ:**—નાગરમોથના રસમા અગર તાદળજાના રસમા દશ દશ પુટ આપવાથી થાય છે **વીસપુટી અભ્રક ભસ્મ.**—વડવાઈની છાલનો કાઢો, પાનનો રસ, ભરડુસી, મત્સ્યાક્ષી ( રતવેલીયા ) ધોળી કનેર, લાલ સાટોડી અને વડનુ દૂધ, એ પ્રત્યેક વનસ્પતિઓમા પુટ આપી અગ્નિ આપવો આમ ૨૦ પુટ આપવાથી સિંદૂરના સમાન લાલ રંગની થાય છે **એકતાળીશ પુટી ભસ્મ:**—ધાન્યાભ્રકને ૩ દિવસ મોથના કાઢામા મર્દન કરવો પછી સાટોડીનો રસ, કાસુંદરાનો રસ, નાગરવેલના પાદડાંનો રસ અને સુરોખાર એમા જુદા જુદા ત્રણ ત્રણ પુટ આપવા ત્યાર પછી વડની વડવાઇના રસમા ત્રણ પુટ આપી થુવરના દૂધમા, ગોખરુના કાઢામા, કૌંવચના રસમા, કદલીકંદ ( કેળકાંદા ) ના રસમા, એખરાના રસમા ત્રણ ત્રણ પુટ અને ગાયના દૂધમા આઠ પુટ દેવા. ત્યાર પછી દહી, માખણ મધ, ધોળી ( ચીનાઇ ) સાકર, એ દરેકનો એક એક પુટ આપવો ( પ્રથમ ૧ દિવસ ઔષધીમા ઘુંટી ગજ આંચ આપે, વળી સવારે કહાડી ફરી તેમા ઘુંટી ગજ આંચ આપે, એ પ્રમાણે દરેક પુટો અપાય છે ) એ પ્રમાણે એ સર્વ ઔષધીઓના પુટ આપવાથી અભ્રકની દિવ્ય ભસ્મ થાય છે. એ સર્વ રોગનો નાશ કરનારી છે સર્વ પ્રયોગોમા નાખવા યોગ્ય છે વળી સ્ત્રીઓના મદને હરણ કરનારી મૃત્યુને જીતનાર, વીર્યવૃદ્ધિ કરનાર, આયુષ્યને વધારનાર છે વળી એને ખાવાથી સંતાનની વૃદ્ધિ થાય છે **સાઠપુટી અભ્રક ભસ્મ.**—ધાન્યાભ્રકમા ટંકણખાર, આમળાંનો રસ અને ખડીઓખાર મેળવી ઘુંટી ટીકડી બનાવી અગ્નિ આપે આ પ્રમાણે ૬૦ વખત અગ્નિ આપવાથી સિંદૂરના સમાન લાલ ભસ્મ થાય છે આ ભસ્મ ક્ષયાદિક સર્વે રોગનો નાશ કરે છે **શતપુટી અભ્રક ભસ્મ:**—વડ, થુવેર અને આકડાનુ દૂધ, કુંવાર પાઠાનો રસ, નાગરમોથ, મનુષ્યનુ મૂત્ર વડવાઈનો રસ અને બકરીનુ લોહી, આ દરેકમા કાળા ધાન્યાભ્રકને ઘુંટી ૧૦૦ પુટ આપવાથી પોખરાજ મણિના જેવી ભસ્મ થાય છે. **સહસ્રપુટી અભ્રક ભસ્મ:**—વજ્રાભ્રકને ખરલમા નાખી વાટી પછી અગ્નિમા તપાવી ગાયના દૂધમા નાખવી ( છાંટવી ) પછી લોઢાના વાસણમા ઘી નાખી તેમા એ અભ્રક નાખી તે મંદાગ્નિથી પચાવે. પછી ધાનથી અડધો અભ્રક લઈ બન્નેને કામળીના લુગડાની કોથળીમા નાખી ભીંજવે. પછી ધાનથી એક મોટી કથરોટમા એ અભ્રકને નાખીને કોથળીને ખૂબ મસળે. બે પહોર પછીથી સઘળો અભ્રક નીકળી પાણીમાં આવી જાય ત્યારે પાણીને નીતારી અભ્રકને કહાડી લે, ત્યારે ધાન્યાભ્રક શુદ્ધ

ગુંજાથી ૪ ગુંજા સુધી મધ અને લીંડીપીપર સાથે આપવી, એટલે પ્રમેહ, શ્વાસ, વિષરોગ, કોઢ, વાયુ, પિત્ત, કફ, કફક્ષય, ક્ષતક્ષય, સંગ્રહણી પાંડુરોગ ભ્રમ, કમળો, ગુલ્મ વગેરે રોગ દૂર થાય છે (૨) વાવડીંગ, સુંઠ, મરી અને લીંડીપીપરના ચૂર્ણમાં વાલભર આપવી, એટલે ક્ષય, પાંડુ, સંગ્રહણી, શૂળ, આમ, કોઢ, શ્વાસ પ્રમેહ, કામ મંદાગ્નિ અને ઉદરસંબંધી વ્યથા એ રોગો દૂર થાય છે, બુદ્ધિ સારી થાય છે અને શુક્રધાતુની વૃદ્ધિ થાય છે (૩) વીસ પ્રકારના પ્રમેહને સારૂ મધ, લીંડીપીપર અને શીલાજીતમાં આપવી (૪) ક્ષય રોગમાં સોનાના વરખ સાથે આપવી (૫) ધાતુવૃદ્ધિને માટે સોનાના અને રૂપાના વરખ સાથે અથવા ભસ્મ સાથે આપવી. (૬) રક્તપિત્તને સારૂ હરડે ગોળ અથવા એલચીદાણા અને સાકરની સાથે આપવી. (૭) ક્ષય, પાંડુ, મૂળવ્યાધિ એમાં ત્રિકટુ, ત્રિફળા, ચાતુર્જાત, સાકર અને મધની સાથે આપવી. (૮) પ્રમેહ અને મૂત્રકૃચ્છ્ર, એમાં એલચીદાણા, ગોખરૂ, ભોંયઆમલી ખડીસાકર અને ગાયના દૂધની સાથે આપવી. (૯) પ્રમેહમાં ગળોના સત્વ અને ખડીસાકર સાથે આપવી. (૧૦) જીર્ણજ્વરને માટે મધ અને લીંડીપીપરમાં આપવી (૧૧) નેત્રરોગ અને ધાતુપુષ્ટિને સારૂ ત્રિફળાના ચૂર્ણ સાથે મધમાં આપવી (૧૨) ગુમડાને માટે મોરવેલના સત્વ સાથે ત્રિકટુના ચૂર્ણમાં આપવી (૧૩) બળવૃદ્ધિને માટે ગાયનું દૂધ અને ભોંયકોળામાં આપવી (૧૪) મૂળવ્યાધિને માટે ભીલામા સાથે આપવી (૧૫) વાયુરોગને માટે સુંઠ, પુષ્કરમૂળ, આરગમૂળ અને આસગંધના ચૂર્ણ સાથે મધમાં આપવી (૧૬) કફરોગને માટે કાયફળ લીંડીપીપર અને મધમાં આપવી (૧૭) જઠરાગ્નિ પ્રદીપ્ત થવા માટે તથા મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રરોધમાં સર્વ ક્ષારો સાથે આપવી (૧૮) ધાતુસ્તંભનને માટે ભાંગમાં આપવી (૧૯) ધાતુવૃદ્ધિને માટે લવંગ તથા મધમાં આપવી. (૨૦) પિત્તરોગને માટે ગાયના ઘી સાથે સાકરમાં આપવી બાકીના રોગોના માટે કહેલાં અનુપાનો મુજબ આપવી.*

## ૨—અંબર.

અંબર એ એક ખનીજ પદાર્થ છે એના ગાંગડા થાય છે. એ પૃથ્વીમાં ખાડાઓમાંથી અથવા સમુદ્રમાં તરતું અથવા સમુદ્ર કિનારા ઉપર ઘણે ઠેકાણે મળે છે એ વિશેષે કરી બાલટિક સમુદ્ર, પરશીઅન સમુદ્ર ઇત્યાદિના કિનારા ઉપર અને પોલાંડ, જર્મની, સ્વીડન, સિસલી, પ્રશિયા ઇત્યાદિ દેશોની જમીનમાં મળે છે. અંબર પીળું, કાળું અને ધોળું, અને તે ઉપર ટપકાં હોય તે ગોળ અરગજા જેવું પીળા રંગનું હોય છે પીળું અંબર શ્રેષ્ઠ છે કાળું સર્વથી ઓછી કિંમતનું છે.

* અશુદ્ધ (શોધ્યા વગર), અસિદ્ધ (ચન્દ્રિકા રહેલા કાચા), અભ્રકની ભસ્મ મનુષ્યના શરીરમાં અનેક પ્રકારની પીડા કરે છે કોઢ, ક્ષય, પાંડુરોગ, સોજો, હૃદય અને પસવાડામાં પીડા અને ભારે સંતાપ આપનાર છે અભ્રકના વિકારની શાંતિ ત્રણ દિવસ આમળા પાણીમાં વાટી પીવાથી થાય છે એમ કહેલું છે.

ખરૂ અંબર મોઘું વેચાય છે એટલે કેટલાક લોક બનાવટી પણ કરે છે જે ખરૂ અંબર છે તેના બે ગાબડા લઈ એક ઉપર એક ઘસવાથી, તે ગરમ થતાજ સૂક્ષ્મ પદાર્થોને લોહચુંબક જેવું આકર્ષણ કરે છે દાંત નીચે ચાવવાથી થોડો અવાજ થાય છે પણ પીગળતું નથી, માત્ર નરમ થાય છે અને તેમા થોડી ચીકાશ આવે છે અંબરને દેવતામા નાખવાથી તેના ધૂમાડાની સુગંધી સારી આવે છે અંબર સુગંધી પદાર્થમા નખાય છે **અંબર**—ધાતુવર્ધક, તૃપ્તિકારક, પુષ્ટિકર કામોત્તેજક, ઇંદ્રિયોને શક્તિ આપનાર, સ્ત્રીસમાગમ વિષયમા ઇચ્છા ઉત્પન્ન કરનાર, અગ્નિવર્ધક, કોઠામાની શરદી અને ગરમીની ઇજા દૂર કરનાર જવાન તથા ઘરડાને હિતકારક છે **ઉપયોગ:—(૧) કંપવાયુ ઉપર**—૧ ચણોઠીભાર અંબર મધની સાથે આપવું. આ પ્રમાણે સાત દિવસ આપવાથી કંપવાયુ દૂર થાય છે, તેમજ તેથી કોઠામાનો અને સાંધામાનો રોગ પણ દૂર થાય છે (૨) **સ્થાવર જંગમ વિષ ઉપર**—અંબર પાણીની સાથે આપવું (૩) **વિષૂચિકા (કોલેરા) ઉપર:**—અંબરની ધૂણી આપવી તથા અંબર અને કસ્તૂરી થોડી ખાવા માટે પણ આપવી (૪) **ક્ષીણતા ઉપર:**—અંબરનું ઘી સાકરમા સેવન કરવું એટલે ક્ષીણતા દૂર થઈ શરીર ઉપર તેજ આવે છે અને મગજ શાંત થાય છે

# ૩—કપીલો.

કપીલો એ રંગે તામ્રવર્ણ હોઈ ઈંટના ભુકા જેવો હોય છે એ સુરત પાસે ઉત્પન્ન થાય છે **કપીલો**—રેચક, તિખટ અને ઉષ્ણ છે વળી કફ ઉધરસ જંતુ અને કૃમિનો નાશ કરે છે **ઉપયોગ:—(૧) રેચ થવા માટે તથા પિત્તગુલ્મ ઉપર**—મધમા કપીલો ખરલ કરી આપવો એટલે રેચ થાય છે અને પિત્તગુલ્મ નિર્મૂળ થાય છે (૨) **કૃમિ ઉપર:**—કપીલાચૂર્ણ અર્ધો તોલો ગોળ સાથે ખાવા આપવું એટલે સંપૂર્ણ કૃમિનો નાશ થશે

# ૪—કલઈ (કથીર).

**શોધન**—કલઈ પાતળી કરી નગોડના રસમા હળદરનું ચૂર્ણ નાખી તેમા રેડવી આ પ્રમાણે ત્રણ વખત રેડવું એટલે શુદ્ધ થાય. કલઈ શરીર પર ઉડી આવે છે માટે સાવચેતી રાખવી. **મારણ.—(૧)** શુદ્ધ કરેલી કલઈ કઢાઈમા ઘાલી ચૂલા ઉપર ચડાવવી અને નીચે દેવતા કરવો કલઈ પાતળી થયા પછી તેમા ચોથો ભાગ અફીણ ચૂર્ણ નાખી આમલીના લાકડાથી જ્યા સુધી ભસ્મ થાય ત્યા સુધી ઘુંટવું ચૂર્ણ વારંવાર થોડું થોડું નાખતા જવું જ્યા સુધી કલઈની ભસ્મ થાય ત્યા સુધી અઘેડીનું ચૂર્ણ નાખતા જવું પછી તે ભસ્મ એકત્ર કરી ઉપર કોડીઆનું સંપુટ કરી લાલ થાય ત્યા સુધી નીચે તીવ્રાગ્નિ કરવો અને ઠંડુ થયા પછી લેવું (૨) અજમાનું ચૂર્ણ, શિલાજીત, અઘેડીની ભસ્મ અથવા આમલીના છાલનું ચૂર્ણ એ પ્રત્યેક કલઈને મારવાના પદાર્થ છે એટલે એમાના એકથીજ

ઉપરની રીત પ્રમાણે કલઈ કઢાઇમા નાખી પાતળી થયા પછી તેમા એકનુ થોડે થોડે ચૂર્ણ નાખતા જવાથી કલઇ ભસ્મ થશે પછી પૂર્વોક્ત કલઇ ભસ્મ લઈ શુદ્ધ હરતાલ સમાન અથવા ચતુર્થાશ અથવા અષ્ટમાશ તેમા મેળવી, લીબુના અથવા કુવારના રસમા પહોર બે પહોર ખરલ કરી તેનો ગોળો બાધવો. તે કોડી-આના સપુટમા પીપળાની છાલમા રાખી ઉપર ગજપુટ દેવતા કરવા આ પ્રમાણે સાત વખત પુટો આપવા એટલે સર્વોત્તમ ખડી જેવી બગભસ્મ થશે એ સવ કાર્યો કરે છે એવી વૈદોનુ જીવન થશે. બીજા પુટોને તાલક દેવી નહિ. કુવારના તાજા રસમા ઘુટવી અને વારવાર પુટ આપવા (૩) કલઈ શુદ્ધ કરી તેના સારા પાતળા પતરા કરવા અને ઔષધી સહિત તે ૩૨ તોલા પતરા યત્ર ઉપર રાખવા. તે ઔષધી–બકરીની લીડીઓ ૪ શેર અને હળદર ૪ શેર એ બધાનુ એકત્ર ચૂર્ણ વસ્ત્રગાળ કરી વાસણમા થોડો ચૂર્ણનો થર કરી તે ઉપર કલઇના પતરા, તે ઉપર ચૂર્ણ તે ઉપર પતરા, તે ઉપર ચૂર્ણ નાખી કપડમાટી કરી ગજપુટ આપવો. સાત ઠડુ થયા પછી કાઢી લઈ વાલ અથવા અર્ધો વાલ દેહનુ બળ જોઇ આપવી. એ યથાયોગ્ય અનુપાનોમાં આપવાથી સપૂર્ણ રોગનો નાશ કરે છે (૪) કલઈ ઠીકરાના વાસણમા ઘાલી ચૂલા ઉપર પાતળી કરી ખીજડાના લાકડાથી ઘુટવી એટલે ભસ્મ થશે (૫) હળદરનુ ચૂર્ણ કરી તે નીચેના કોડીઆમા ઘાલી તે ઉપર કલઇના પતરા મૂકી ઉપર બાકીનુ ચૂર્ણ નાખી કપડમાટી કરી અગ્નિ કરવો એટલે કલઈની ભસ્મ થશે. તે ભસ્મ લઇ ભસ્મથી ચોથે ભાગે સુરોખાર મેળવી કોડીઆના સપુટમા ઘાલી એક ઘટિકા મદ અગ્નિ કરવો અને ઠડુ થયા પછી ધોળા શખ અથવા કુદ પુષ્પ જેવી ભસ્મ લેવી અને સવ રોગ ઉપર અનુપાનમા આપવી. (૬) ટાટનો કકડો લઈ તે ઉપર તલ અને આમલીની છાલ એકત્ર મેળવી તે ચૂર્ણ તે ટાટ ઉપર અર્ધો આગળ પાથરી, તે ઉપર કલાઇના પતરા ઝીણા કરેલા નાખી તે ઉપર ફરીથી ચૂર્ણ નાખવુ અને તે ઉપર ફરી કકડો મેલવો, વળી ચૂર્ણ નાખવુ આ પ્રમાણે સર્વ મૂકી બાધી માટીનો લેપ કરી ગજપુટ કરવો. ઠડુ થયા પછી યુક્તિઓ કાઢી લેવી. તે જેવી ભાતની ધાણી થાય છે એ પ્રમાણે લાઈ ચોળવાથી બારિક થશે અને સર્વ કાર્ય કરશે આ પૂર્વોક્ત ભસ્મને પ્રાચીન વૈદોએ તાલદાનની ઉપેક્ષા કરી છે (૭) શુદ્ધ કરેલી કલઇનો દસમો ભાગ પારો લઇ તેમા ખરલ કરી આકડાના દુધમા ખરલ કરવો અને ઠીકરામાં ઘાલી પાતળી કરી નીચે તીવ્રાગ્નિ કરી દાડમના સોટાથી ઘુટવુ એટલે ભસ્મ થશે. (૮) હરતાલ ખાખરાના પાદડામા ખરલ કરી તેનો કલઇના પતરાને લેપ કરવો અને ગજપુટ કરવો, એટલે ભસ્મ થશે. (૯) કલઇના પાતળા પતરા કરી તે દૂધમા અથવા આકમા થર ઉપર થર દઇને છાણાનો પુટ આપવો, એટલે ભસ્મ થશે.* બગ

* રસ ગ્રથોમા લખ્યુ છે કે અશુદ્ધ કલાઇ અથવા સીસાથી આક્ષેપક, કપવાત, ક્ષિપ્રાસ કુષ્ટ, ગુલ્મ (ગોળો), કોઢ, શળ, વાત, શોથ, પાંડુ, પ્રમેહ તથા ભગંદર એ રોગો ઉત્પન્ન થાય છે, તેમજ તે વિષતુલ્ય છે. રક્તવિકારના સર્વ રોગ, ક્ષય,

( ક્ષાર ) ભસ્મના ગુણ—શુદ્ધ તૈયાર કરેલી બંગભસ્મ બળકર, દીપન, પાચન, રુચિકર, બુદ્ધિપ્રદ, શીતળ, કાન્તિકારક, જ્વરનાશક, નીરોગતાકારક, ધાતુને સ્થિર કરનાર અને ક્ષય તથા સર્વ પ્રમેહનો નાશ કરે છે બંગ ભક્ષણ કરનાર પુરુષોનો સ્વપ્નમાં પણ શુક્રક્ષય થનાર નથી એ નિત્ય ૧ અગર ૨ ગુંજા આપવી. બંગના અનુપાનો:—(૧) મુખગંધ માટે કપૂર સાથે. (૨) પુષ્ટિને માટે જાયફળમાં અથવા દૂધમાં. (૩) પ્રમેહને માટે તુળસીના પાદડા અથવા મધ અને ખડીસાકરમાં. (૪) પાંડુરોગને માટે ઘીમાં (૫) ગુલ્મ રોગ માટે ફુલાવેલા ટંકણખારમાં (૬) રક્તપિત્ત અને જીર્ણ શ્વાસને માટે હળદરમાં (૭) બળવૃદ્ધિને માટે મધમાં (૮) પિત્તને માટે સાકરમાં (૯) વીર્યસ્તંભનને માટે નાગરવેલના પાનમાં અથવા ભાંગમાં અગર કસ્તૂરીમાં (૧૦) અગ્નિમાંદ્યને માટે લીંડીપીંપરમાં (૧૧) દંતપિત્તને માટે ચંપાના ફુલના રસમાં (૧૨) દાહ થયો હોય તો લીંબુના રસમાં (૧૩) ચર્મપક્ષ એટલે પાપડાના રોગને માટે બંગની છાલના ઉકાળામાં (૧૪) અર્જુનને માટે આમળા સાથે અથવા સોપારીમાં (૧૫) અસ્થિગત જ્વરને માટે માખણમાં (૧૬) વાયુને માટે લસણમાં (૧૭) કોઢને માટે સમુદ્રફળમાં અથવા નગોડના રસમાં (૧૮) પંઢત્વ નાશ થવાને માટે અઘેડીના મૂળમાં (૧૯) નિંગરફિને માટે લવંગ અને સમુદ્રફળ અગર નાગરવેલીના રસમાં ઘસી ઉપર લેપ કરવો (૨૦) માદનીના માટે ગોરોચન અને લવંગમાં તિલક કરવું (૨૧) મસ્તકરોગને માટે એરંડાના મૂળ ઘસી તેમાં બંગ નાખી લેપ કરવો (૨૨) સંગ્રહણી રોગને માટે ટંકણખારમાં (૨૩) વાયુને માટે અજમો અથવા આમધ્રમાં (૨૪) જળોદરને માટે આકડીના દૂધમાં (૨૫) બંગ ઉપર કાથામાં અથવા ગધેડીના દૂધમાં (૨૬) મસ્તકરોગ ઉપર અઘેડીમાં (૨૭) ધાતુવિકૃતિ ઉપર જાયફળ જાવત્રી અને લવંગમાં (૨૮) કમરની વ્યથાને માટે જાયફળ અને આસગંધમાં (૨૯) નાડીવ્રણને માટે નાગરવેલી સાથે (૩૦) પેટમાં પીડ આવતી હોય તો હરડે સાથે (૩૧) વાતગુલ્મને માટે ખાંડ સાથે. (૩૨) ફેફરૂ (ગોનુ) આવે છે તેમાં લસણના તેલમાં નસ્ય કરવું (૩૩) શ્વાસને માટે જાયફળ, લવંગ અને મધમાં (૩૪) શરીર બળવાન થવા માટે તુળસીના રસમાં

# ૫—કાચલવણ (બંગડીખાર).

કાચલવણ કાચની ભઠ્ઠીમાં ઉત્પન્ન થાય છે એનો રંગ ધોળો હોય છે કાચલવણ—પિત્તકારક કિંચિત્ ખાર, રુક્ષ, અગ્નિદીપક, ઉષ્ણ, ચક્ષુષ્ય તથા શાન્તિકારક છે અને શૂળ, ગુલ્મ, કફ વાયુ તથા પિત્તનું નાશક છે ઉપયોગ:— અજીર્ણ ઉપર—કાચલવણનું માસો દોઢ માસો ચૂર્ણ ગરમ પાણીમાં આપવું.

(૨૨ ૨) તાવ, પ્રમેહ પથરી વિદ્રધિ અને અંડવૃદ્ધિ ઇત્યાદિ રોગ ઉત્પન્ન કરે છે, તેમજ મંદાગ્નિ, પાંડુરોગ અને નિર્બળપણું પ્રકટ કરે છે એના દોષની શાન્તિ માટે કાકડાશીંગ સાકર સાથે ત્રણ દિવસ ખાવી.

# ૬—કાડીખાર.

કાડીખારને અંગ્રેજીમાં " નૈટ્રેટ ઑફ સીલ્વર " અને " લ્યુનર કાસ્ટિક " કહે છે એ રૂપામાંથી બનાવાય છે કાડીખારની પેનમીલ જેવી ધોળી લાકડી હોય છે કાડીખાર ગરમ પાણીમાં પીગળે છે એ ચામડીને લાગવાથી કાળા ડાઘ પડે છે અને ફોલ્લો ઉઠે છે **ઉપયોગ.**—( ૧ ) **આંખોનો દાહ, આંખો દુખવા આવે તે ઉપર અને ખટકા ઉપર**—કાડીખાર ગરમ પાણીમાં પીગળાવી તેનું ટીપું પીછીવતી આંખમાં નાખવું (૨) **ગરમીનાં ચકાંઓ ( ચાઠાં ) ઉપર:**—ચાઠી થતાંજ તે ઉપર કાડીખાર ચોપડવો એટલે ચઠા પ્રસરતા નથી અને તે ઉપરનું વિષ બળી જાય છે ( ૩ ) **શરીરમાંનો સોજો, અવાળુ અને મસ (ચામખીલ) ઉપર**—કાડીખાર ચોપડવો ( ૪ ) **એક વર્ષની અંદર આંખમાંના ફુલ ઉપર:**—નગનક્ષત્રનું અથવા હસ્તનક્ષત્રનું પાણી લઈ બાટલીમાં રાખી તેમાં ૧૮ તોલાએ ૧ ગુંજ કાડીખાર નાખી તેને મજબૂત બાંધી રાખવું ૧૦–૧૨ દિવસ થયા પછી તે પાણી પીછાથી આંખમાં નાખવું નાખતી વેળાએ હલાવવું જોઈએ

# ૭—કાંતીલોઢું ( કાંત લોહ ).

કાંતીલોઢું એ લોહચુંબકમાંથી થાય છે એમાં ભ્રામર અને ચુંબક એવા પ્રકાર છે કાંતીલોઢું મળવું કઠિન છે એ સર્વ લોઢામાં શ્રેષ્ઠ છે **કાંતીલોઢું:**—કાંતીલોઢાના વાસણમાં પાણી ભરી તેમાં તેલનું ટપકું નાખવાથી પ્રસરતું નથી અને પાણીને હીંગનો વાસ આવે છે, અને લીંબુનો રસ કાંતીલોઢાના વાસણમાં નાખવાથી કડવો થાય છે તથા વાસણમાં દૂધ તપાવવાથી ઉભરા આવી બહાર નીકળી જતું નથી, ઉંચું વધે છે કાંતીલોઢાનું વાસણ તપાવી તેમાં પાણીમાં પલાળેલા ચણા નાખવાથી શ્રમ બળે છે તેને કાંતીલોઢું કહે છે. **મારણ**—કાંતીલોઢાનું મારણ પોલાદના મારણ પ્રમાણે કરવું એની ભસ્મ પોલાદની ભસ્મ કરતા સોગણી વધારે ગુણવાળી છે.

# ૮—કાંસુ.

કાંસુ એ મિશ્ર ધાતુ છે આઠ ભાગ તાંબુ અને બે ભાગ કલઈ, એમ બે ધાતુ ગરમ કરી એકત્ર કરવાથી કાંસુ થાય છે તેના ભોજનપાત્ર શુભકારક છે. કાંસુ બે પ્રકારનું છે એક પુષ્પક અને બીજું તૈલક. તેમાં પુંષ્પક ધોળું હોય છે અને તૈલક કફ કરે છે. પહેલું રોગશાંતિ માટે આપવું ધોળું ચકચકીત, મૃદુ, શબ્દ થનાર, સ્નિગ્ધ, નિર્મળ, ઘનાગી અને સરળ એવું કાંસુ ઉત્તમ જાણવું. **શોધન:**—( ૧ ) કાંસાના પતરા કરી તપાવી તે તેલ, ગાયનું મૂત્ર, કાંજી અને કળથીના કાઢામાં ત્રણ ત્રણ વખત પલાળવા એટલે શુદ્ધ થાય છે ( ૨ ) કાંસાનાં પાતળાં પતરાં કરી ગૌમૂત્રમાં પહોરભર બાફવા કિંવા અમ્લદ્રવ્યમાં ( ખાટા પદા-

થામા ) બાફવા એટલે કાસુ શુદ્ધ થાય છે. **મારણ**—કાસુ અને પીતળનુ મારણ નાગ્મા જેવુજ કરવુ **નાગ્મા. પીતળ અને કાંસાના મારણ વિષે.**—( ૧ ) સમાન ભાગ ગધક લઇ તે આકડા, વડ, ગાયનુ દૂધ અને નગોડના રસમા જુદુ જુદુ મર્દન કરી પતરાને લેપ કરી જુદા જુદા બે ગજપુટ દેવા એટલે ભસ્મ થાય છે ( ૨ ) કાસુ કિવા પીતળના સમભાગ ગધક લઈ આકડાના દૂધમા ખરલ કરવો અને સાગ શુદ્ધ કરેલા પતરા લઇ તેને તે ગધકવડે લેપ કરવો અને સુકવી કોડીઆમા ઘાલી કપડમાટી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે બે પુટે કાસાની અને પીતળની ભસ્મ થાય છે **કાસ્યભસ્મના ગુણ**—તે તુરી, કડવી, ઉષ્ણ, લેખન, સ્વચ્છ, સારક, જડ, નેત્રને હિતાવહ તથા રૂક્ષ છે અને કફ તથા પિત્તની નાશક છે*

# ૯—કોડી.

કાડી અરબી સમુદ્રમા અને લક્ષદ્વીપ અને માલદ્વીપ એ બેટા પાસે જડે છે ધોળી રાતી અને પીળી એવી ત્રણ પ્રકારની કોડી છે તેમા પીળી તીક્ષ્ણ તથા ચક્ષુષ્ય છે રાતી કડી અને ગુમડાને હિતકારક છે અને જે ઉપર ધોળા ઘણા બિદુ અને રેષા હોય છે તે બાળગ્રહનાશક અને નાના પ્રકારના કૌતકોને ઉપયોગી છે જે રગે પીળી પીઠ ઉપર ગાઠવાળી તે રસયોગને દેવાણે આપવી તે વજને દોઢ તોલો હોય તે ઉત્તમ તોલાભાર તે મધ્યમ અને પોણો તોલો કનિષ્ઠ જાણવી. બીજાના મતમા જે પીળી કોડી પીઠ ઉપર ગાઠાવાળી, લાબી વજને છ માસા હોય તે ઉત્તમ ચાર માસા હોય તે મધ્યમ અને જે ત્રણ માસા હોય તે કનિષ્ઠ જાણવી **કોડી**—તિખટ ઉષ્ણ વૃષ્ય, અગ્નિદીપક, કડુ તથા શીત છે અને કર્ણશૂળ, નણ નેત્રરોગ, સગ્રહણી ગુલ્મ, શળ, પરિણામશળ, ક્ષય, વાયુ તથા કફનો નાશ કરે છે **શોધન**—કોડી કાજીમા પચન કરવાથી શુદ્ધ થાય છે અથવા એક રાત્રિ ક્ષારમા અથવા લીબુના રસમા પલાળી રાખે એટલે શુદ્ધ થાય છે **મારણ**—( ૧ ) કોડી કોલસાના દેવતામા મારી ફુલે ત્યા સુધી તપાવી ઠડી થાય એટલે બારિક ખરલ કરી ઔષધ અર્થે યોજવી ( ૨ ) કોડી ખાડી વસ્ત્રગાળ ભુકી કરવી અને તે એક કાચ કે માટીના વાસણમા ભરી, સવ ભુકી પલાળી એક આગળ ઉપર રહે એટલે લીબુનો રસ રેડવો અને તડકામા મકવુ એ પ્રમાણે નિત્ય લીબુના રસ ઘાલી ૭ પુટ આપવા આઠમે દિવસે તેનો બે પહોર સુધી ખરલ કરી સુકવી રાખવુ અને ઉપયોગમા લેવુ એ બે ગુજાથી એક માસા સુધી આપવી એ સર્વ રોગો ઉપર અનુપાન પરત્વ આપવી ( ૩ ) કોડી દેવતામા લાલ થયા પછી લીબુ અથવા કુવારના રસમા ચુનાની કળી પ્રમાણે પલાળવી. પછી તેને સુકવી ખરલ કરી રાખવી. **ઉપયોગ:**—( ૧ ) **કાન વહેતો ( પરૂ નીકળતુ ) હોય તે ઉપર:**—કાડીની ભસ્મ લીબુના રસમા અથવા હુક્કાના પાણીમા

* કાસુ પીતળ આદિ મિશ્ર ધાતુઓમા દોષો તે તે ધાતુઓના મિશ્ર હોય છે માટે તેઓની શાન્તિ પણ એજ મુજબ મિશ્ર યોજવી જોઇએ

કાનમા પાડવી અથવા અડધી કોડીની ભસ્મ કાનમા નાખી ઉપર લીંબુનો રસ રેડવો. ( ૨ ) અપસ્માર ઉપર:—કાદાની ચોગી ( ડુગળીની ફાડ ) ઉપર કોડીની ભસ્મ નાખી તેની પોટલી કરવી અને તે વારવાર સુઘવી. ( ૩ ) ક્ષય ઉપર:—કોડીની ભસ્મ ૨ ગુન્જભાર સાકર ૧ તોલો, મધ એક તોલો અને માખણ એક તોલામા આપવી ( ૪ ) ધાતુવિકાર ઉપર:—કોડીની ભસ્મ ઘી અને સાકર સાથે આપવી. ( ૫ ) શૂળ ઉપર:—કોડીની ભસ્મ ઉના પાણીમા અથવા સાકરમા આપવી ( ૬ ) શ્વાસ, કાસ અને જ્વર ઉપર:—કોડીની ભસ્મ ઘી અને સાકરમા આપવી ( ૭ ) પ્રમેહ અને પ્રદર ઉપર:—કોડીની ભસ્મ ઘી અથવા ગાયનુ દૂધ અને સાકરમા આપવી ( ૮ ) દાદર, કંડૂ ખસ અને ચાંદા ઉપર.—તલનુ તેલ નવટાક કોડી ભસ્મ ૧ તોલો અને ગેરૂ અર્ધો તોલો એકત્ર ખરલ કરી લેપ કરવો ×

# ૧૦—ખડી.

ખડી ધોળી અને મલિન, એ ભેદવડે બે પ્રકારની છે તેમા મલિન ખડી કઠિન હોય છે તથા ગૌર ખડી મૃદુ પાષાણ જેવી ઘણી શુભ્ર અને જડ, તે સારી હોય છે ખડી —દાહ રક્તવિકાર, વિષ, શોષ, કફ અને નેત્રવિકારનો નાશ કરે છે અને ઠડી, મધુર લેખન તથા બાળકોને હિતાવહ છે પાષાણ ખડી:—વણ પિત્ત અને રક્તવિકારની નાશક હોઈ શીત અને લેપાદિકોમા ગુણકારક તથા ભક્ષણ કરવાથી માટી જેવી લાગે છે

# ૧૧—ખાપરીયું.

ખાપરીયુ જસતમાથી થાય છે એનો રગ ગતો હોય છે શોધન—ખાપરીયુ મનુષ્યના મૂત્રમા ઘોડાની મૂત્રમા કિવા ગોમૂત્રમા, દોલાયત્રે સાત દિવસ પચન કરાવવુ એટલે શુદ્ધ થશે. ખાપરીયુ—સપૂર્ણ મેહનાશક છે તથા કફ, પિત્ત નેત્રરોગ અને ક્ષયનો નાશ કરે છે અને લોઢુ તથા પારાને રગે છે લઘુમાલિની વસંત—ખાપરીયુ બે ભાગ અને મરી એક ભાગ એકત્ર કરી તેનો ગાયના માખણમા ખરલ કરવો પછી તેને લીબુના રસની ભાવના તેમાનુ માખણ ન દેખાય ત્યા સુધી આપવી. આ વસત તાવ ઉપર બે વાલ પ્રમાણે મધ અને લીંડીપીપરમા આપવુ આ જીર્ણજ્વર, ધાતુગત જ્વર અતિસાર, રક્તાતિસાર, લોહીથી થએલા વિકાર મોટો પિત્તવિકાર, પ્રદર અર્શ સબધી લોહી, વિષમજ્વર, નેત્રરોગ અને સર્વ રોગનો નાશ કરે છે અરણીના ફૂલમા ગર્ભિણીને આપવાથી સપૂર્ણ જ્વરનો નાશ કરી ગર્ભનુ ઉત્તમ પાલન કરે છે એની પથ્ય દૂધ અને ભાત.

× કેટલાક કોડીને હવામાજ ( પૃથ્વી ) ખાળે છે, પરતુ ખાવાના માટે તો તે કાચી રહે છે, માટે તે શોધીને સપુટમા બાળવી વળી આકડાના દૂધમાં તે સર્વોપરિ થાય છે

## ૧૨—ગેરૂ.

ગેરૂને " સોનકાવ અથવા સોનાગેરૂ " પણ કહે છે શોધન—ગેરૂ ગાયના દૂધમા પલાળવાથી શુદ્ધ થાય છે કિંવા કિંચિત્ ઘી નાખી શેકવાથી શુદ્ધ થાય છે ગેરૂ—રક્તપિત્ત, રક્તવિકાર, કફ ઉચકી તથા વિષમજ્વરનો નાશ કરે છે અને ચક્ષુષ્ય તથા બલ્ય છે **ઉપયોગ**—( ૧ ) **ઉચકી ઉપર.**—ગેરૂનુ ચૂર્ણ મધમા આપવુ ( ૨ ) **બાળક માટી ખાય છે તેને માટે:**—બાળકને ગેરૂ ખાવા આપવા એટલે વધનુ પેટ ઉતરી જઇ બાળક સશક્ત થાય છે

## ૧૩—ગોપીચંદન.

ગોપીચન્દનને " સોરઠી માટી " પણ કહે છે ગોપીચન્દનની ઉત્પત્તિ સૌરાષ્ટ્ર દેશ (કાઠીઆવાડ)મા થાય છે* એ એક જાતની માટી છે ગોપીચન્દનનો રંગ પીળો હોય છે **ગોપીચન્દન**—દાહ, ક્ષત, રક્તવિકાર પિત્ત કફ અને પ્રદરનો નાશ કરે છે બીજા ગુણ ફટકડી જેવા છે **ઉપયોગ.**—(૧) **હીરાકસીના વિષ ઉપર અને અંગમા કાચની ભૂકી ગઈ હોય તે ઉપર**—ગોપીચન્દન ઘસી પાવુ. (૨) **ગરમીની ચાંદીઓ ઉપર**—ગોપીચન્દન ઘસી ચોપડવુ (૩) **બાળકોના માથા ઉપર ફોડ આવે છે તે ઉપર**—ગોપીચન્દન ઘસી લેપ કરવો (૪) **પ્રદર ઉપર**—ગોપીચન્દન ૧ તોલો અને ફટકડી ત્રણ માસા એકત્ર ખરલ કરી કપડમાટી કરી ગજપુટ આપવા પછી તે એક ગુંજ (ચણોઠી ભાર) પ્રમાણે સાકરમા આપવુ (૫) **ખરજવા અને રતવા ઉપર**—ગોપીચન્દન ઘસી લગાડવુ (૬) **મુખપાક ઉપર**—ગોપીચન્દન દૂધમા ઘસી ચોપડવુ

## ૧૪—ગંધક.

ગંધક—રાતો, પીળો, ધોળો તથા કાળો એમ ચાર પ્રકારનો છે તેમા રાતો સ્વર્ણ ક્રિયામા પીળો રસાયન વિષે ઉત્તમ ધોળો લેપમા કિંવા લોહ મારવા માટે આપવો તથા કાળો ગંધક દુર્લભ છે તે જરા અને મૃત્યુનો નાશ કરે છે ઔષધોમા આમલસાર ગંધક લેવો. **શોધન**—દૂધના વાસણ પર કપડુ બાંધી તે ઉપર ગંધક પાથરી ગંધકને ના અડે એવા વાસણને ઢાંકી તે ઉપર અગ્નિ કરવો, એટલે ગંધક પાતળો થઇ દૂધમા પડશે તે શુદ્ધ જાણવો (૨) લોઢાની કડછીમા ઘી નાખી અગ્નિ ઉપર પાતળુ કરવુ પછી તેના સમાન ગંધક ઝીણો કરી તેમા નાખવો ગંધક પાતળો થયા પછી વસ્ત્ર ઉપર ગાળવો તે એવી રીતે કે વસ્ત્રમાનો

* કાઠીઆવાડમાના ગોપી તળાવની માટીને ગોપીચન્દન કહે છે. ગોપીચન્દન નુ નામ પણ એજ તળાવના નામ ઉપરથી પડેલુ હોવાનુ સિદ્ધ છે ગોપી તળાવ ભાગવતના દશમ સ્કંધમા પ્રસિદ્ધ છે વળી ચિત્રકૂટ અને પ્રયાગરાજના લોકો પણ ગંગાજીના ભાગમાથી સારી સારી માટીની કાંકરીઓ વીણી કહાડી તેને ગોપીચન્દન કહે છે

બધો ગંધક દૂધમાં પડે. તે ઠરી થયા પછી કાઢી ધોવો અને સુકવવો. એ પ્રમાણે ત્રણ વખત જુદા જુદા દૂધમાં ગોઠવવો એટલે ભક્ષણ કરવાને તથા યોગમાં યોજવાને શુદ્ધ થાય છે **ગંધક.**—રસાયન, મધુર તથા પાકકાળે કડવો છે, અને ઉષ્ણ, અગ્નિદીપન પાચક આમનો શોષક તથા પાડનાર, પારદને વીર્ય આપનારો હોઇ તેનું સત્વ પારદબંધક છે, અને કંડુ, કુષ્ટ, વિસર્પ, ખસ, વિષ અને કૃમિનો નાશ કરે છે **ગંધકનાં અનુપાનો**—ચાર માસા શુદ્ધ ગંધક દૂધમાં સેવન કરવાથી કફવિકાર, વાતવિકાર, પિત્ત, વિષ, કમળો અને કોઢનો નાશ થાય છે, તથા કામવૃદ્ધિ કરી નેત્રરોગને દૂર કરે છે આ ત્રિફળા, ઘી અને ભાંગરાના રસમાં આપવાથી નેત્ર સારા થાય છે રોગનાશ અને આયુષ્યની વૃદ્ધિ થાય છે ચાર માસા ગંધક અને દૂધ એક મહિનો લેવાથી વીર્ય અને વીર્યની વૃદ્ધિ થાય છે. અને ૭ મહિના લેવાથી સંપૂર્ણ રોગનો નાશ થાય છે તથા દિવ્ય દૃષ્ટિ થાય છે અને આયુષ્ય વધે છે **ગંધક**—કેળામાં ત્વગ્દોષનાશક છે, ચિત્રકમાં બળદાયક છે ક્ષયકાસ ઉપર અરડુસીના કાઢામાં મંદાગ્નિ ઉપર તથા સંપૂર્ણ જીર્ણ વિકારો ઉપર ત્રિફળાના કાઢામાં આપવો. **ઉપયોગ:**—(૧) **ખસ ઉપર**—ગંધક કોહળામાં અથવા કેળામાં ખાવા આપવો એટલે સર્વ ખસ બહાર પડે છે વળી સાંજે બેસનું છાણું શરીરે ચોપડી સ્નાન કરાવવું **બીજો પ્રકાર**—(૨) શુદ્ધ ગંધક ઘીમાં અથવા છાશમાં આપવો (૩) **રક્તવિકાર ઉપર**—શુદ્ધ ગંધક દૂધમાં આપવો (૪) **કરોળીયા રોગ ઉપર**—ગંધક અને જવખાર સરસીયામાં મેળવી લેપ કરવો. (૫) **અપસ્માર ઉપર**—ગંધકની ધૂણી નાકમાં આપવી. (૬) **કંડુ અને ગજકર્ણ (દાદર) ઉપર:**—ગંધક, ટંકણખાર કપૂર, માયફળ (માયા) અને મધપુડાનું મીણ, એ સર્વ કોપરેલમાં ખરલ કરી તેનો લેપ કરવો. (૭) **ભૂત જ્વર ઉપર:**—શુદ્ધ ગંધક અને આમળાનું ચૂર્ણ ૧૦ માસા આપવું અથવા ગંધક અને ત્રિકટુનું ચૂર્ણ ઘીમાં આપવું (૮) **પ્રમેહ અને પિટકા ઉપર:**—શુદ્ધ ગંધક ગોળ સાથે ખાવા આપવો અને તે ઉપર દૂધ પાવું (૯) **કુષ્ટ, ખરજ અને ખસ ઉપર.**—ગંધક ગરમાળાના મૂળના રસમાં ઘુંટી તેનો લેપ કરવો. (૧૦) **ગંધક રસાયન:**—૪ તોલા ગંધક અને ૨ તોલા પારાની કજ્જલી કરી કુવારના રસમાં એક દિવસ ખરલ કરવો અને કુલડીમાં નાખી સંધિલેપ કરી અગ્નિની આંચ કરવી અને શીત થયા પછી કાઢી લેવું. તે એક મહિનો મધ અને ઘીમાં લેવાથી જરા, વ્યાધિ અને દારિદ્રનો નાશ કરે છે (૧૧) **બીજો પ્રકાર:**—ગંધક અને મરી સમભાગ અને ત્રિફળા ૭ ભાગ લઇ ગરમાળાના મૂળના રસમાં મર્દન કરવો અને તે આપવો, એટલે સંપૂર્ણ રોગ નાશ કરે છે ગંધક ખાનારે ખારૂં, ખાટું, ભાજી, દ્વિદલધાન્ય (કઠોળ), સ્ત્રીગમન અને ઘોડા વગેરે ઉપર આરોહણ કિંવા પગે ચાલવાનું વર્જવું

## ૧૫—ચુનો.

ચુનો મુખ્યત્વે કરી બે પ્રકારનો છે એક ખડીનો ચુનો અને બીજો છીપનો ચુનો. તેને ભઠ્ઠીમાં પકવે એટલે તેનો ચુનો થાય છે. **ઉપયોગ:**—

(૧) **ગર્ભિણીના અતિસાર ઉપર.**—ચુનાનું નિતર્યું પાણી નાના ચમચાભર દૂધમાં આપવું (૨) **વ્રણ અને બદ બેસાડવા માટે તથા કર્ણમૂળ અને લાપોટીયા ઉપર.**—કળીચુનો, ગોળ અને ધુંવાસનો લેપ કરવો અને ઉપર પાતળો કાગળ કિંવા કપડું ચોટાડવું (૩) **આંખો દુખતી હોય તો:**—મસ્તક અને આંખોપર ઉપર કહેલ લેપ કરવો (૪) **અજીર્ણ ઉપર:**—ચુનાની વાલ જેટલી ગોળી ખાવા આપવી (૫) **કમળા ઉપર.**—કળીનો ભીંજવેલો ચુનો ચણા જેટલો ચાર તોલા દહીંમાં કાલવી ૭ દિવસ આપવા. પથ્ય દહીં ભાત. (૬) **બિલાઓ ઉઠે છે તેને માટે:**—નવો ચુનો અને દહીં એકત્ર કરી ચોપડવું (૭) **મસ્તકશૂળ ઉપર:**—કળીનો ભીંજવેલો ચુનો ૧ તોલો લઈ તેમાં બે તોલા પર્યંત ઉંચો તપખીર કાલવવી. ઘટ્ટ થાય તો થોડું ચુનાનું પાણી નાખી મિશ્રણ જેવું તૈયાર કરવું અને વધેલા અડને તેનો લેપ કરી મંદ અગ્નિનો સહેવાય તેટલો શેક આપતા રહેવું એટલે કેટલીક વારે મસ્તક જડ થવા જેવું જણાઈ ઉલટી થાય છે અને માથામાંનું પાણી ઉલટીએજ પડે છે એ પ્રમાણે બે ત્રણ દિવસ કરવાથી ગુણ આવે છે જેને તમાકુ લાગવાથી ઘણીજ ચક્કરી આવતી હોય તેને કાંદો (ડુંગળી) સુંઘાડવો તથા ખાવા આપવો (૮) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—તલના તેલમાં કળીના ચૂના ઉપરનું નિતર્યું પાણી ૪ ભાગ મિશ્ર કરી સુમારે ૧ ઘડી સુધી મળીથી હલાવતા રહેવું એટલે જાડો મલમ થશે તે મોરના પીછાવડે વા હલકા હાથથી બે ત્રણ વખત ચોપડવું, એથી કરી દાહ શમન થઈ ત્વચાની ફિકાશ કે નિપણું આવે છે અને જલદી ગુણ આવે છે (૯) **ડગળીઆની ઝાળ પેટમાં જવાથી થએલ શૂળસ ઉપર:**—ચુનાની આછ ૫ તોલા પીવી (૧૦) **ચામડી ઉપરના મસા ઉપર**—મસાને ચામડીના ભાગમાંથી ઘોડાના વાળવડે મજબુત બાંધી રાખવા એટલે પાંચ સાત દિવસમાં તે નિર્જીવ થાય છે તેને કાપી નાખી તેના ઉપર સુકા કળીચુનાનો ભૂકો ભભરાવતા જવું એટલે તેનો નાશ થશે

# ૧૬—છીપ.

છીપની ઉત્પત્તિ સમુદ્રમાં અને નદીમાં થાય છે છીપો પકવી તેનો ચુનો કરે છે જે છીપને પાછળની બાજુએ રેખા હોય છે તેને છીપલી કહે છે એ છીપલી પણ સમુદ્રમાં થાય છે **છીપ:**—તીખી, સ્નિગ્ધ દીપન પાચક, રૂચિકર તથા બળપ્રદ છે અને આંખોનો હિતાવહ તથા ગુલ્મ, ત્રિદોષ અને શૂળની નાશક છે **શુદ્ધિ અને મારણ**—શંખ પ્રમાણે **ઉપયોગ**—(૧) **અજગલ્લિકા** એટલે નાના બાળકોના શરીરપર બારિક મગ જેવી ફોલ્લીઓ ઉઠે છે તે ઉપર—છીપ અને ફટકડી ઘસી લેપ કરવો. (૨) **વિસર્પ, વિસ્ફોટક** અને શ્લીપદ ઉપર—છીપો રા તોલાભાર બાળી ચુનો કરી કપાસના રસમાં ખરલ કરી લેપ કરવો (૩) **નવેલો** (આંગળી અને નખ વચ્ચે થાય છે તે) અને પેરા ઉપર.—છીપનો ચુનો અને સિંદૂર માખણમાં ખરલ કરી તેની પટ્ટી

બેસાડવી. ( ૪ ) **ઉંદરના વિષ ઉપરઃ**—સમુદ્રછીપ પકાવી ચુનો કરવો અને તે ચુનો ખાવાના પાનમા ચોપડી રોગીએ ચાવી તેનો રસ લઈ તે સર્વ સાંધાઓને અને વિષ જે સ્થળે ફુટેલુ હોય તે સ્થળે ચોળતા રહેવુ ( ૫ ) **સર્વ ઉદરરોગ ઉપરઃ**—સમુદ્રછીપો છાણાના દેવતામા નાખી પકાવવી એટલે ચુનો થાય છે તે ચુનો, સિંધવ અને જવખાર ગાયના દહીંમા આપવા અથવા શક્તિ પ્રમાણે ચુનો દૂધ સાથે પાવો.

## ૧૭—જવખાર.

જવના નવા નાજા પંચાગ બાળી તેનાથી આ ક્ષાર ઉત્પન્ન કરે છે. એની પાતળી પત્રીઓ હોય છે, એનો રંગ ધોળો હોય છે **જવખારઃ**—સારક, ઉષ્ણ, તીખો, અગ્નિદીપક, સૂક્ષ્મ તથા લઘુ છે અને વાયુ, કફ, શૂળ, અશ્મરી, વાતરોગ, કંઠરોગ, આમશૂળ, યકૃત, પ્લીહા, મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, શ્વાસ, અર્શ, આનાહવાત હૃદ્રોગ, આમ, પાંડુ અને સંગ્રહણીનો નાશ કરે છે **ઉપયોગઃ**—(૧) **સુવાવડીને મક્કલ શૂળ થાય છે તેને માટેઃ**—જવખાર ગાયના ઘીમા અથવા ઉષ્ણોદકમા આપવો. (૨) **મૂત્રકૃચ્છ્ર, અશ્મરી અને વીર્ય પડે છે તે ઉપર**—છાશમા જવખાર નાખી આપવો (૩) **બાળકને ગળું (તાળવુ) પડે છે તે ઉપરઃ**—જવખાર અને મધ આંગળી ઉપર લઇ તેનો લેપ કરવો (૪) **ઉદાવર્ત રોગ ઉપર**—જવખાર અને સાકર એકત્ર કરી આપવો (૫) **ગુલ્મ ઉપરઃ**—જવખાર ૦ માસા અને ગોળ ૩ માસાની ગોળી આપવી. (૬) **મૂત્રકૃચ્છ્ર ઉપર**—જવખાર પાંચ માસા લઇ સાકરમા ખાવા આપવો, અથવા એક માસો જવખાર, કોળાનો રસ ૪ તોલા અને સાકર ૧ તોલો એકત્ર કરી આપવુ (૭) **દમ અને ઉરસ ઉપર**—જવખાર મધમા આપવો. (૮) **કટિશૂળ, હૃદયશૂળ, કુક્ષિશૂળ, અને બસ્તિશૂળ ઉપરઃ**—જવખાર, હીંગ અને સિંધવનુ ચૂર્ણ કરી એરંડતેલમા નાખી આપવુ ( ૯ ) **મૂત્રાવરોધ ઉપર.**—જવખાર દોઢ માસો ચોખાના ધાવણમા આપવો.

## ૧૮—જસત.

**શોધનઃ**—જસત પાતળુ કરી દૂધમા ઉકાળવુ એ પ્રમાણે ૨૧ વખત કરવુ એટલે શુદ્ધ થાય છે. **જસતભસ્મ**—જસત કલેડામા નાખી રસ કરવો અને લીમડાના લાકડાવડે ઘુટવુ નીચે તીવ્રાગ્નિ લગાડવો એટલે ભસ્મ થાય છે*

*જસતના કકડા કરી એક માટીના પાત્રમા રાખી તેની નીચે કોલસા રાખી ધમણથી ફુકતા જવુ અને ઉપરથી કુંવારપાઠાના મૂળથી હલાવતા જવું, એટલે જસતની ભસ્મ તૈયાર થાય છે. તોલમા પણ બરાબર ઉતરે છે. અશુદ્ધ જસતના વિકાર કલાઇના જેવા છે, અને તેની શાન્તિ હિમજનુ ચૂર્ણ સાકર સાથે ,ત્રણ દિવસ ખાવાથી થાય છે જસત પાકી કુલડીમા મૂકી અગ્નિ આપી ગાળવું. ગાળ્યા પછી

વાયુ અને કફનો નાશ કરે છે ઉપયોગ:—( ૧ ) કર્ણશૂળ ઉપર:—ટંકણખાર ફુલાવી તે કાનમાં નાખવો. ( ૨ ) પાપણી ઝડેલી હોય તો:—ટંકણખાર લીંબુના રસમા ઘસી પાપણી ઝડેલી જગ્યાએ લગાવવો ( ૩ ) ધાત જતી હોય તે ઉપર:—ફુલાવેલો ટંકણખાર ૭ માસા અને સાકર ૭ તોલા એકત્ર કરી તે ચૂર્ણ રોજ એક તોલા પ્રમાણે સાત દિવસ આપવુ ( ૪ ) બહુ મૂત્ર ઉપર:—ફુલાવેલો ટંકણખાર નવટાંક પાણીમા નાખી આપવો ( ૫ ) કોલેરા અને ઉલટી ઉપર:—દુધમાં ફુલાવેલો ટંકણખાર નાખી આપવો. ( ૬ ) ચાતુર્થીદિ સર્વ વિષમજ્વરો ઉપર:—ફુલાવેલો ટંકણખાર બે ગુંજા પાનમા આપવો, એટલે તેનો રસ જેમ જેમ પેટમા જાય છે તેમ તેમ જ્વર તત્કાળ નીકળી જાય છે. ( ૭ ) જીભને ખર પડે કિંવા પેઢુમાં ક્ષત પડે તો તે માટે:—ફુલાવેલો ટંકણખાર મધમા કાલવી લગાવવો ( ૮ ) નખ સંબંધી–માંસ ઠોકરાવાથી તે દુખતું હોય તે અને નવેલો ઉપર:—નખની બાજુએ ટંકણખારનુ ચૂર્ણ પાણીમા ચોપડવુ ( ૯ ) સોમલ, વછનાગ, કૃત્રિમ વિષો અને સર્પના વિષ ઉપર:—ઘીમા ફુલાવેલ ટંકણખારની ભુકી ૨ માસા નાખી આપવી. જાર્ણુ વિષ પેટમા ગયુ હોય તો તે પ્રમાણે વધારે ટંકણખાર ઘીમા નાખી આપવો. ( ૧૦ ) ડુંટીમાં ફોલ્લી થઇ આવી હોય તો:—ટંકણખાર અને મોરથુથાને ફુલાવી મધમા ખરલ કરી ફોલ્લી ઉપર ચોપડવુ ( ૧૧ ) વાળા ઉપર:—ગળોના રસમા ફુલાવેલો ટંકણખાર નાખી પાવો અથવા હીંગ અને ટંકણખાર એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા લઇ ચૂર્ણ કરી તે રાતદિવસ સાંજ સવાર આપવુ ( ૧૨ ) ત્વચાદોષ ઉપર:—ટંકણખાર અને ગંધક ઘસી ચોપડવા. ( ૧૩ ) મ્હોડું આવ્યુ હોય તો:—ફુલાવેલો ટંકણખાર પાણીમા નાખી કોગળા કરવા (૧૪) ધોળી માખ ફરકે તો:—ટંકણખાર બેસના માખણમા કરવા ચોપડવા

# ૨૦-તેલીઓ(ખડીઓ)ટંકણખાર(ફુલાવેલો)

ઉપયોગ.—( ૧ ) દમ અને ઉધરસ ઉપર:—ટંકણખાર ૧ માસો, આદુનો રસ અને ખડીસાકરમા આપવો. ( ૨ ) ઉલટી ઉપર:—ટંકણખાર દુધમા કિંવા મધમા આપવો ( ૩ ) પ્રદર, ગરમી અને મૂળવ્યાધિ ઉપર:—ખડીસાકર ૩ માસા અને ટંકણખાર ૧ માસો એકત્ર વાટી ગાયના પાશેર દુધમાં નાખી, પછી તેમા લીંબુનો રસ નાખી તે પ્રાશન કરવુ એ પ્રમાણે ત્રણ દિવસ કરવુ

---

*ખડીઆખાર બહુધા સોની લોકો સોનુ અને રૂપુ ગાળવા વગેરેના કામમા લે છે ઔષધિ તરીકે પણ એ વપરાય છે પાટીઆ ટંકણખારના પ્રતિનિધિ તરીકે એને ફુલાવીને લેવાય છે, કારણ એ ફટકડીની બનાવટનો હોવાથી વખતે તેમા ફટકડીની કોઇ કણી કાચી ઘણી વખતે મળી આવે છે પાટીઓ ટંકણખાર ફુલાવી આચકીવાળા બાળકોને આંચકી જણાઇ આવ્યા પહેલા ઉલટીની શરૂઆતમા ધાવણ સાથે કે પાણીમા દર ક્યાંક ક્યાંક આપવાથી સારો ગુણ થાય છે ઉલટી એકદમ અટકાવ્યા સિવાય ઉલટી સાથે કે આચકીના મૂળરૂપ કફની

# ૨૧—તાંબુ.

**શોધન**—ઉલટી, ભ્રાંતિ, ગ્લાનિ, દાહ, શૂળ, કંડુ, મેહ અને વીર્યનાશ, એ તાંબાના આઠ દોષ છે એટલા માટે એનું શોધન કરવું જોઈએ. **શોધન**—(૧) ગોમૂત્રમાં આમલી અને મીઠું નાખી તેમાં તાંબાના પતરા અગ્નિ ઉપર પહોર પર્યંત સીજવવા, એટલે તાંબુ બારૂ શુદ્ધ થાય છે. (૨) તેલ, છાશ, ગોમૂત્ર અને કુલિત્થના કાઢામાં શુદ્ધ કરેલું તાંબુ લઈ, તેના આઠ દોષ જવા માટે પ્રાચીન પુરુષોએ વિશેષ શોધન કહેલું છે તે એવી રીતે કે થુરીઓ, આકડાનું દૂધ અને મીઠું એ પદાર્થો એકત્ર ખરલ કરીને કલ્કવડે તાંબાના પતરાંને લેપ કરવો તથા અગ્નિ ઉપર તપાવી નગોડના રસમાં ત્રણવાર બૂઝાવવું એટલે તાંબાની શુદ્ધિ થાય છે. **મારણ:**—(૧) નાના નાના અને તે ઘણા પાતળા એવા તાંબાના પતરા કરી તેમને લીંબુના રસમાં નાખી ત્રણ દિવસ પર્યંત હલકો હલકો અગ્નિ કરી પચવવા. પછી તે પતરા કાઢી તેનો ચતુર્થાંશ પારો લઈ, બન્ને ખલમાં નાખી લીંબુના રસમાં એક પ્રહર પર્યંત ખરલ કરી, તે પતરા ખલમાંથી કાઢી, તેથી દુપ્પટ ગંધક લઈ તે ગંધક લીંબુના રસમાં ઘૂંટી, તેનો તે પતરાંને લેપ કરી એક ગોળો કરવો. પછી મીનાક્ષી અથવા આમલી અથવા મોરેડી, એમાંથી એક વનસ્પતિ લઈ વાટી તે ગોળાની આસપાસ એક આંગળ જાડો લેપ કરી, માટલામાં તે ગોળો મૂકી તે ઉપર માટીનું કોડીયું ઊંધું મૂકી તે ઉપર રેતી માટલાના મ્હોડા પર્યંત નાખી પછી રાખ અને મીઠું પાણીમાં મેળવી તેની માટલાના મ્હોડાને મુદ્રા કરી તે માટલું ચૂલા ઉપર મૂકી ક્રમ કરી હલકો મધ્યમ અને તીવ્ર એ પ્રમાણે ચાર પહોર અગ્નિ કરી ઠંડા થયા પછી તે ગોળો બહાર કાઢી, સુરણના રસમાં એક દિવસ પર્યંત ખરલ કરી તેનો ગોળો કરી તેનાથી અર્ધો ગંધક લઈ પીસી વાટી, તેનો તે ગોળાને લેપ કરી માટીના બે કોડીઆ લાવી, તે એકમાં તે ગોળો મૂકી તે ઉપર બીજું ઊંધું ઢાંકી કપડમાટી કરી વગડાઉ છાણાનો ગજપુટ આપવો. ઠંડું થયા પછી તે શરાવસંપુટ કાઢી, તેમાંથી તામ્રભસ્મ કાઢી લેવી. આ ભસ્મ ઘણો સારો ગુણ આપનારી છે. એનાથી ઉલટી, ભ્રાંતિ, ગ્લાનિ અને મૂર્છા એ કોઈ દિવસ પણ થતા નથી. (૨) પારો ૦।। ભાગ અને ગંધક ૨ ભાગ લઈ દૂધીના રસમાં ખરલ કરી તાંબાના શુદ્ધ કરેલા પતરા ૧ ભાગ લઈ તેને લેપ કરવો તથા ગજપુટ આપવો. એટલે

---

આકરી જાળ કહાડી નાખી આયકીનો અંશ પણ હૃદયમાં રહેવા દેતો નથી. આ પ્રયોગ અમે જાતે અજમાવી ખાત્રી કરેલો છે.

આગંતુક કારણોથી જ્યારે જ્યારે શરીર ઉપરની ચામડી એકાએક ચીરાઈ તેમાંથી લોહી નીકળતું હોય છે ત્યારે ખડીઆખારને ફુલાવ્યા વગર ઝીણો વાટી તેના ઉપર ભભરાવી દેવાથી સેકતા જેવું જ્યારે લોહી તે ખાર ઉપર ટપકી ત્યાર ત્યાર ફરી એજ ખડીઆખારની ભૂકી ભભરાવી ઉપર સેક ચાલુ રાખવો. આમ લોહી બંધ થતા સુધી સેક કરવાથી એ જલદી રૂઝાઈ જાય છે, તેમજ પાકીને પરૂ થવાની બીલકુલ ધાસ્તી રહેતી નથી. આ ઉપાય પણ અનુભવેલો છે.

ભસ્મ થાય છે. (૩) શુદ્ધ કરેલો તાંબાનો ચૂરો લઇ સમાન ભાગ પારામાં, જંબીરરસમાં મર્દન કરવો, પછી બન્નેના સમભાગ ગંધકમાં ખરલ કરવો તથા એક ગજપુટ આપવો એટલે ભસ્મ થાય છે (૪) પારો ૧ ભાગ, ગંધક ૧ ભાગ, હરતાલ ૦। ભાગ અને મનશીળ અષ્ટમાંશ, એ પદાર્થો એકત્ર ખરલ કરી બારિક કજ્જલી કરવી, તે કજ્જલીએ તામ્રપત્ર ૧ ભાગ લઈ તેનો તે કજ્જલીના પર્યાંએ લેપ કરવો તથા તેને વાલુકાયંત્રમાં ચાર પહોર પચન કરવું, ઠંડુ થયા પછી કાઢી લેવું. આ તામ્ર દરરોજ બે વાલ, જે જે રોગો ઉપરના અનુપાનમાં આપે, તે તે રોગોનો નાશ કરે છે તથા પરિણામશળ, ઉદરશળ, પાંડુ, જ્વર, ગુલ્મ, પ્લીહા, ક્ષય, મંદાગ્નિ, શ્વાસ, કાસ અને સંગ્રહણીનો નાશ કરે છે એને **સોમનાથી તામ્ર** કહે છે. **તામ્રભસ્મપરીક્ષા:**—તામ્ર રંગે મોરના કંઠ જેવી દેખાય છે અને તેનું ચૂર્ણ સહજ થાય છે, અને પારાનો યોગ હોય તો ચકચકિત દેખાય છે તામ્રભસ્મ દહીંમાં નાખવા છતા રંગ કાયમ રહે તો તે પાકી છે એમ સમજવું **તામ્ર ગુણ:**—શુદ્ધ રીતિએ કરેલી તામ્ર કોઢ, પ્લીહા, જ્વર, વાયુ, કફ, શ્વાસ, કાસ, મૂર્છા, શળ, કૃમિ, ઉલટી, પાંડુ, મેદ, અતિસાર મૂળવ્યાધિ, ગુલ્મ, ક્ષય, ભ્રમ, મસ્તકવ્યાધિ અને મોહનો નાશ કરે છે તથા અગ્નિને વધારે છે **અશુદ્ધ તામ્ર:**—સંપૂર્ણ ધાતુનો શોષ, નાના પ્રકારના રોગ, કાંતિનાશ અને કુષ્ટ, વિષ, જ્વર, ઉલટી, રેચ, સંતાપ અને અનેક વ્યાધિને સહાય કરે છે તથા પ્રાણ નાશ કરે છે *

**ત્રિવિધ તામ્રગુણ**—મોરથુથુ કડવા કરંજના તેલમાં એક દિવસ રાખી તેનો ચતુર્થાંશ ટંકણખાર લઈ કુલડીમાં ઘાલી ભુંગળીથી ફૂંકવું કિંવા માણસના કાળા કેશ મેળવી ફૂંકવું એટલે રક્ત જેવું લાલ તાંબુ નીકળે છે એજ પ્રમાણે ગારુડ (અગારીયા) નું મંત્ર પણ નીકળે છે મોરથુથુ કિંવા તાંબુ એના મંત્રની રવિવારે વીટી કરવી તથા તે પાણીમાં બોળી તે પાણી પીવા આપવું, એટલે તત્કાળ વિષનાશ થાય છે અને દુઃખી થતી ગર્ભિણીનો પણ જલદી છુટકો થાય છે તેમજ હાથ ધોઇ હાથનો સ્નેહ (મેલ) **रामयत्सोमसेनानी मुद्रितेतितथाक्षरम् हिमालयोत्तरेपार्श्वे स्वकर्णाख्य महाद्रुमः ॥ तत्र-फलं समुत्पन्नं तत्रैव विलयंगतम्** ॥એ મંત્રવડે મંત્રવાથી પેટનું શળ, ત્રિદોષની પીડા, ભુતબાધા અને ગ્રહબાધાનો નાશ થાય છે તથા સ્ત્રી સદા પ્રસન્ન થાય છે, વ્રણને ભરી કાઢે છે અને નેત્રમાં નાખવાથી હિત થાય છે એવું પૂર્વે આયુર્વેદિએ કહેલું છે.

**મયૂરપિચ્છાદિથી તામ્રોત્પત્તિ:**—મોરના પિંછા લઈ બકરીના ઘીમાં શેકવાં

* અશુદ્ધ અથવા અપક્વ તામ્ર ભસ્મ ખાવાથી ઉલટી, રેચ, સંતાપ, ભ્રમ, મૂર્છા, પ્રમેહ આદિ રોગો અને બળ, વીર્ય તથા આયુષ્યનો નાશ થાય છે. તંત્રાંતરમાં અને રસાર્ણવમાં કહ્યું છે કે વિષ એ વિષ નથી, પરંતુ તામ્ર એજ વિષ છે, કારણ કે વિષમાં એકજ દોષ છે, પરંતુ તાંબામાં ભ્રમ, ઉલટી, રેચ, પરસેવો, મોળ, મૂર્છા, દાહ અને અરુચિ, એ આઠ દોષ રહેલા છે તામ્રભસ્મના દોષની શાન્તિ મુનિમીહિ (પાણીમાં પોતાની મેળે ઉગનારી એક જાતની ડાંગર છે) તે અથવા ધાણા, સાકરયુક્ત પાણી સાથે ત્રણ દિવસ પીવાથી થાય છે.

રેચાત્મક છે. એ સ્વાદે ખારો હોય છે **નવસાગર:**—અતિ ઉષ્ણ, તીક્ષ્ણ. સારક અને નેત્રોને હિતાવહ છે તથા ગુલ્મ, ઉદર, વિષ્ટંભ, શૂળ, શોષ, માંસાર્બુદ અને ત્રિદોષનો નાશ કરે છે **ઉપયોગ:**—( ૧ ) **મૂર્છા, મસ્તકશૂળ, સર્પદંશ, ઉન્માદ અને વીંછીના વિષ ઉપર:**—નવસાગર અને કળીચુનો એક શીશીમાં ભરી તેનું મ્હોડું બંધ કરી રાખવું અને જરૂર પડે ત્યારે તે શીશીનું મ્હોડું ઉઘાડી સુંઘાડવી એટલે ઉપલા દોષ નાશ થશે. ( ૨ ) **હિરાકસીના વિષ ઉપર અને કાચની ભુકી અન્નમાં ગઈ હોય તો તે ઉપર:**—નવસાગર ઘસી પાવો. ( ૩ ) **વાળા ઉપર:**—નવસાગરની ભુકી કરી તે અર્ધા દાહ ઘીમાં નાખી પાવી ( ૪ ) **અપસ્માર ઉપર:**—નવસાગર લીંબુના રસમાં ખરલ કરી તેનું નસ્ય આપવું ( ૫ ) **યકૃત અને બરોળ ઉપર:**—માસો અગર બે માસા નવસાગર, ૪ તોલા ઠંડા પાણીમાં ઓગાળી તે પાણી પાવું એટલે એ રોગ ત્વરિત દૂર થાય છે ( ૬ ) **શૂળ ઉપર:**—નવસાગર ગોળમાં આપવો. ( ૭ ) **કાચ, માટી ગેરૂ ઈત્યાદિકોના વિષ ઉપર:**—નવસાગરનું ભક્ષણ કરવું.

# ૨૫—પરવાળાં.

સમુદ્રમાં રહેનારા એક જાતિના કીડા હોય છે તે સમુદ્રના તળીઆથી ઉપર કાંઈ પ્રવાળના ખડક બનાવે છે એ ખડક વેલા પ્રમાણે હોય છે. એટલે તેને પરવાળાના વેલા પણ કહે છે પરવાળાનો રંગ લાલ હોય છે જે પાકેલા બિંબોડા જેવા લાલ, ગોળ, લાંબા, સરળ, સ્નિગ્ધ અને અવ્રણ, મોટાં એવા પરવાળા હોય છે તે સારા. જે રંગે પિત્તળ જેવા, પોલા, બારિક, સચ્છિદ્ર, રૂક્ષ, કાળા, નાના તથા ધોળા હોય છે તે ખરાબ, તે લેવા નહિ. **પ્રવાલ**—મધુર, ખાટાં, વીર્યપ્રદ, કાંતિકર, લઘુ, અગ્નિદીપક, રૂચિકર, પૌષ્ટિક, પાચક, સારક, નેત્ર્ય, ધાતુ-વર્ધક તથા ક્ષયનાશક છે, અને વાયુ, ઉધરસ, કફ, પિત્ત, પાંડુ, તાવ, પ્રમેહ, દમ, વિષ, રક્તપિત્ત તથા ભૂતોન્માદનો નાશ કરે છે **પ્રવાલનું શોધન**—( ૧ ) મણિ, મોતી અને પરવાળા, એ જયંતીના ( અરણીના ) રસમાં દોલાયંત્રવડે ૧ પહોર પચન કરવા એટલે શુદ્ધ થાય છે ( ૨ ) પરવાળા લીંબુના રસમાં ૧ પહોર ભીંજવી રાખવા અથવા ( ૩ ) દૂધમાં ૧ પહોર દોલાયંત્રવડે પચન કરવાં અથવા ( ૪ ) ત્રિફળાના કાઢામાં બાફવાથી શુદ્ધ થાય છે. **પ્રવાલનું મારણ**—( ૧ ) કુંવાર, તાંદળજો અને સ્ત્રીના દૂધમાં પરવાળા તપાવી બોળવાં. એ પ્રમાણે પ્રત્યેક રસે કરી સાત સાત ભાવના આપવી એટલે ભસ્મ થાય છે. આ પ્રમાણેજ સર્વ કાંત-મણિ અને મોતીની ભસ્મ થાય છે. ( ૨ ) પરવાળાનું બારિક ચૂર્ણ કરી તેને લીંબુના રસમાં કુટી વાસણમાં સૂકવવું. આ પ્રમાણે લીંબુના રસની ત્રણ કિંવા સાત અને ગુલાબજળની સાત ભાવનાઓ આપવી, એટલે પરવાળાની ભસ્મ થાય છે. ( ૩ ) પરવાળાના ચૂર્ણને લીંબુના રસના સાત, કુંવારપાઠાના સાત અને ગુલાબજળના સાત એ પ્રમાણે સર્વપુટો આપવાથી ભસ્મ થાય છે. ( ૪ ) પર-

વાળાના ચૂર્ણને ગુલાબજળના ૨૭ પુટો આપવા એટલે ભસ્મ થાય છે * એને લેવાનું પ્રમાણ — ગુંજા ૭ **પ્રવાલ ભસ્મનાં અનુપાનો** ( ૧ ) **જીર્ણજ્વર,** **કાસ, શ્વાસ,** હેડકી તથા કુપિત વાયુ વગેરે રોગોમા મધ અને હરડેમા આપવી. ( ૨ ) **તાવ ઉપર:**—હરિતાલ, કડુ અને હરડેમા આપવી ( ૩ ) **પિત્ત ઉપર.**—દૂધ અને સાકરમા આપવી ( ૪ ) **ધાતુક્ષય ઉપર:**—પાકેલા કેળામા ( ૫ ) **ફુગાતા ઉપર.**—પાનમા ( ૬ ) **તણખીયા પ્રમેહ ઉપર:**—ચોખાના ધાવણમણુ અને સાકરમા અથવા ત્રિફળા અને મધમા. ( ૭ ) **ધાતુપુષ્ટિને માટે** ઘી સાકરમા. ( ૮ ) **પ્રદર ઉપર:**—ગાયના ધારોષ્ણ દૂધમા ( ૯ ) **વાયુ ઉપર:**—તુળસીના રસ તથા મધ અને સાકરમા ( ૧૦ ) **પિત્તકાસ ઉપર.**—આદુનો રસ અને સાકરમા. ( ૧૧ ) **રતાંધળા ઉપર**—ઉંદરની લીંડીઓ તુળસીના રસમા ઘસી તેમા ભસ્મ નાખી અંજન કરવુ (૧૨) **અસ્થિભંગ અને સંધિભંગ ઉપર** પ્રવાલ ભસ્મ મધમા આપવી ( ૧૩ ) **પિત્તરોગ અને ભ્રમ ઉપર:**—આમળાના મુરબ્બામા ઘી અને સાકર નાખી તેમા આપવી ( ૧૪ ) **ઉરઃક્ષતક્ષય ઉપર:**—ઘી અને મધમા. ( ૧૫ ) **કડુ તથા મૂત્રકૃચ્છ્ર ઉપર**—ચોખાના ધાવણમણુમા ( ૧૬ ) **ગર્ભિણીની ઉલટી ઉપર**—તાડફળના રસમા ( ૧૭ ) **ધાતુસ્થાનની કડકી ઉપર**—ગાયના દૂધમા સાકર નાખી તેમા આપવી. ( ૧૮ ) **દાહ ઉપર:**—વંશલોચન અને સાકરમા ( ૧૯ ) **ઉંજુના, દાહ અને ઇંદ્રિયની બળતરા ઉપર:**—ચોખાના ધોવણમણુમા મધ અને સાકર નાખી આપવી ( ૨૦ ) **આંખોમાની ગરમી અને શરીર ઉપરની સુકી ખસ ઉપર:**—ઘી અને સાકરમા અથવા ધારોષ્ણ દૂધમા સાકર નાખી આપવી ( ૨૧ ) **મસ્તકશૂળ ઉપર.**—બદામની ખીરમા આપવી. **ખીર કરવાનો પ્રકાર.**—બદામ દશ બાર લઇ ને ગરમ પાણીમા પલાળી રાખી ઉપરના ફોતરા કાઢી વાટવા અને પાશેર ગાયનુ દૂધ લઇ તેમા બે તોલા સાકર નાખવી અને તેમા વાલભર પ્રવાલભસ્મ નાખી આપવી એટલે મસ્તકશૂળ પિત્તવિકાર અને નેત્રમળથી રોગ દૂર થઇ આંખોને ઠડક આવે છે તથા શક્તિ વધે છે ( ૨૨ ) **પિત્તોદ્ભવ પાંડુ ઉપર.**—પ્રવાલભસ્મ ઘી સાકરમા આપવી. **પથ્ય.**—સંપૂર્ણ પિત્તકારક પદાર્થ વર્જ્ય

## ૨૬—પાણીશોક

એ એક પત્થરની જાત છે એનો વર્ણ ધોળો હોય છે એનાથી ઝીણને પાણી વાળે છે **ક્ષણમાં પાણી આવતું હોય તો** પાણીશોક લગાડવો.

## ૨૭—પાપડીઓ ખારો ( સંચોરો ).

પાપડખારની ઉત્પત્તિ સિંધવ અને કચ્છ દેશમા થાય છે એનો રંગ ધોળો હોય છે **પાપડખાર**—એ ગુણોમા જવખાર જેવો છે **ઉપયોગ:**—( ૧ )

* પરવાળા ૪ તોલા લઇ આકડાના દૂધના ૧૫ સંપૂટ આપી કોરી કુલડીમા કપડમટી કરી અડાયા છાણાંથી ગજપુટમા અગ્નિ આપવાથી ભસ્મ થાય છે; એમ એક વૈદ્ય ગ્રંથમા લખ્યુ છે

**વાળા ઉપર:**—પાપડખારનું ચૂર્ણ ત્રણ માસા નવટાંક દહીમાં આપવું. એ પ્રમાણે દિવસમા ત્રણ ચાર વખત આપવુ. દિવસે ભોજન કરવુ નહિ, રાત્રે ભોજન કરવુ. એ પ્રમાણે એક દિવસ કરવુ. (૨) **બાળકોની સસણી ઉપર:**—ગોળમા અજમાની દાળ કરતા પણ કમી પાપડખાર નાખી તેમા લગારેક અગ દૂધ નાખી પાવુ તેથી ઉલટી થશે. આ ઔષધ બે ત્રણ મહિનાના બાળકને આપવુ નહિ. ( ૩ ) **ભાર ઉપર:**—એક તોલાભાર પાપડખાર અને એક મોટુ વેંગણુ, એને કલાઇના વાસણમા બાળી તેનો ગોમૂત્રમા ખરલ કરી તેમાથી બે વાલ લઇ ગોળના પાણીમા પાવુ ( ૪ ) **પેટદુખી-પીડ ઉપર.**—લીબુના રસમાં પાપડખાર, વાલ કિંવા બે વાલ નાખી આપવો. ( ૫ ) **ગંડમાળ અને ખરજ-વા ઉપર:**—પાપડખાર અને કળીચુનો એકત્ર ઘસી લેપ કરવો, એથી કરી નવીન થયેલો વિકાર જલદી દૂર થાય છે ( ૬ ) **ગુડથી ઉપર:**—પાપડખાર અને કળી-ચુનો એકત્ર કરી સોપારી જેટલી ચાર ગોળીઓ કરી, તે ગુડથીની ચાર આંખો ઉપર બાંધી, તે ઉપર એક કલાક પર્યંત પાણી ટીપુ ટીપુ નાખવુ. તે પછી તે કાઢી એરંડના પાદડાને એરંડતેલ ચોપડી બાંધવુ

# ૨૮—પારો.

પારો ખાણમાથી નીકળે છે પારામા કલાઇ, સીસું, મલ, અગ્નિ, ચાચલ્ય અને વિષ, એ અસહ્ય દોષ સ્વાભાવિકજ રહે છે તેમા જડાઇ, અંગ ઉપર ગડાં ( ગુમડા ) એ સીસાનો, કોઢ કલાઇનો, રજ મલનો, દાહ અગ્નિનો, નાશ અને વિષ એ ચાચલ્યનો તથા મરણ વિષનો, એમ દોષ ઉત્પન્ન થાય છે પારામા એ અસહ્ય દોષ છે એટલા માટે તેનુ શોધન અવશ્ય કરવુ જોઇએ, તેમજ પારામા ઔપાધિક સાત કંચુક ( કાચળી ) છે **શોધન:**—પારાની શુદ્ધિ કરવાને મુખ્ય આઠ સંસ્કાર કહેલા છે તે—**સ્વેદન, મર્દન, મૂર્ચ્છન, ઉત્થાપન, પાતન, બોધન, નિયમન, સંદીપન**—અનેક જાતિના ધાન્યો લઇ છડી ફોતરા કાઢી પાણીમાં નાખી માટીના વાસણમાં ભરી, ખાટા થતા પર્યંત રાખવા તથા ખાટા થયેલા પદા-ર્થમા નાહળબો, મુંડી, વિષ્ણુકાંતા, સાટોડી, મત્સ્યાક્ષી, મોટી મુગુસવેલ (સર્પાક્ષી), મહાબલા, શતાવરી, ત્રિફળા, ગરણી, હંસપાદી અને ચિત્રક, એ યથાલાભ વન-સ્પતિનુ પંચાગ ચૂર્ણ કરી તે ધાન્યામ્લમાં નાખવુ એ ધાન્યામ્લ પારાની સ્વેદ-નાદિ ક્રિયાઓને ઠેકાણે યોજવુ અથવા એના અભાવે અત્યંત ખાટી કાંજી યોજવી. **પારદ સ્વેદન:**—સુંઠ, મરી, લીંડીપીપર, રાઇ, મીઠું, હળદર, ત્રિફળા, આદુ, બળ-દાણા, ગંગેટી, તાદળજો, સાટોડી, મરકશીંગ, ચિત્રક અને નવસાગર, એ સર્વ પદાર્થો પારાના ષોડશાંશ કિંવા યથાલાભ લઇ ધાન્યામ્લમાં વાટવા તથા કકડાંડે વસ્ત્ર ઉપર આંગળભર જાડો લેપ કરવો. પછી તેમા પારો બાંધી ધાન્યામ્લમાં ડોલાયંત્ર કરી એક દિવસ બાફવો; એટલે સ્વેદિત થાય છે. **મર્દન:**—લાલ ઇંટનું ચૂર્ણ, હળ-દર, ધૂવાસ, કમળાની રાખ અને લીંબુના રસમા પારો ત્રણ દિવસ મર્દન કરવો; એટલે નિર્મળ થાય છે. તે વસ્ત્રમા બાંધી કાંજીવડે ધોઇ નાંખવો. **મૂર્ચ્છન:**—

એ ક્રિયાને જારણ કહે છે ષડ્ગુણ–ગંધક–જારણ સિવાય આ પારો રોગહરણ કરવા સમર્થ થતો નથી. જો પારાથી મોટા ફળની ઇચ્છા કરવી હોય તો સુવર્ણ અને ગંધકજારણ સિવાય અભ્રકસત્વ જારણ કરવું નહિ. પારા સમાન ભાગ ગંધક જારણ કરવાથી, ગુણોએ શુદ્ધ કરતા સોગણો વધારે થાય છે દ્વિગુણ ગંધક જારણવડે સંપૂર્ણ જાડ્યનો નાશ કરે છે ચતુર્ગુણ ગંધક જારણવડે વલીપલિત (વાળ ધોળા થઈ જવાનો) નાશ કરે છે પંચગુણ ગંધક જારણથી ક્ષય નાશ કરે છે ષડ્ગુણ ગંધક જારણે સંપૂર્ણ રોગહારક થાય છે પારો ષડ્ગુણગંધક જારણ કરતા, અભ્રકસત્વ સમભાગ જીર્ણ કરવાથી શતગુણ અધિક થાય છે, તથા સ્વર્ણમાક્ષિક કલખાપરી ( ખાપરીયુ ) ઇત્યાદિકોએ જીર્ણ કરવાથી ગુણપ્રદ થાય છે, અને સુવર્ણ જીર્ણ કરવાથી એક હજાર ગુણ આપનારો થાય છે તથા હીરકાદિ જીર્ણ પારાનો ગુણ સ્વત શિવજ જાણે છે **સિંદૂરાદિ જારણ:**—પારો તથા પારાથી છગણો ગંધક, એ બન્ને એકત્ર ખરલ કરી વાલુકાયંત્રમા શીશામા નાખી હળવે હળવે પચન કરી જેમ ગંધક બળી જાય એવી રીતે વારંવાર ષડ્ગુણગંધક જારણ કરવા, એટલે સિંદૂરાદિક જેવો પારો થાય છે **ષડ્ગુણ ગંધક જારણ** *—માટીના કુડામા પાણી નાખી તેમા કોડીયુ મૂકવું તથા આખા કુડા ઉપર ઢાકણ મૂકવા માટે તે કુડાને મેખલા જોઇએ. તે મેખલાનો (કટિબંધની) મધ્યભાગ લીંપી કોડી-આમા પારો નાખી તે ઉપર ગંધક નાખવો ઉપર ઢાકણ દઈ ચાર વગડાઉ છાણાનો અગ્નિ કરવો. ( આ યંત્રને કચ્છપ યંત્ર કહે છે.) આ પ્રમાણે પુન પુન ષડ્ગુણ ગંધક જારણ થાય એટલે પારો તીક્ષ્ણ અગ્નિ જેવો થાય છે તથા સર્વ કાર્ય કરે છે **વડવાનલ બીડ**—શંખનું ચૂર્ણ આકડાના દૂધમા નાખી ત્રણ દિવસ ગરમીમા રાખવું, તેમજ લીંબુના રસમા ત્રણ દિવસ ગરમીમા રાખવું અને એક દિવસ ધવાસમા (ચૂલા ઉપરના ધૂમાડામા) નાખી ગરમીમા રાખવું, તથા સંચળ સ્પન બકરીનુ મૂત્ર એની ચાર પહોર ભાવના આપવી તેમજ અંતર્જિહ્વારહિત નેપાળો અને સરગવાના મૂળના રસની એક ભાવના આપવી તથા ટંકણખાર અને ચણોઠીની એક દિવસ ભાવના આપવી. પછી સરગવાના મૂળના રસમા એક દિવસ ભાવના આપવી. પછી સંપૂર્ણ સમભાગ લઈ લીંબુના રસમા ખરલ કરવું તથા સારી શીશીમા રાખી મૂકવું, એનું નામ વૈશ્વાનર બીડ. વૈશ્વાનર બીડમા નમ ખલ મધ્યે પારો ઘુંટવાથી સુવર્ણાદિ સર્વ લોહનો ક્ષણમા ગ્રાસ કરે છે જમીનપર ખાડો ખોદી તેમા બકરીની લીંડીઓ નાખી અગ્નિ કરી તે ઉપર ખલ મૂકી અંદર ઔષધ નાખી ખરલ કરે છે, તેને તપ્તખલ કહે છે **હિંગળોકમાંથી પારો કાઢવાની યુક્તિ:**—લીંબુના રસમા હિંગળોક એક પહોર ખરલ કરી ડમરુયંત્રમા નાખી નીચે આગ

* એક હસ્તલિખિત ગ્રંથમા ગંધકનું જારણ આ પ્રમાણે લખ્યું છે—આમલસાર ગંધક પૈસા ૩ ભાર ખરલ કરી ભાંગરાના રસથી ૭, ચણાના ખારથી ૭ અને આકડાના દૂધથી દિવસ ૭ ખરલ કરવું. પછી લીંબુના રસથી અને સુકાના રસથી જુદું જુદું ખરલ કરી ઘીમા ખૂબ શેકવું, નિર્ધૂમ કરી ઉતારીને ૨ થી ૪ રતિ દરરોજ પાનમા ખાવાથી ૮૪ વાયુ જાય, સુતાવસ્થા જાય, [illegible] જાય.

પારાને બાંધે છે તે ત્રિજટા. ૬ ઈશ્વરી કિંવા શિવલિંગીનો રંગ લાલ છે અને એ લોકોમાં પ્રસિદ્ધ છે* ૭ ભૂતકેશીનાં પાદડાં લીમડા જેવાં હોય છે ૮ જેના મૂળ કાળાં હોઈ જેને ચીક ઘણો હોય તે કૃષ્ણવલ્લી, તે પારાને બંધન કરે છે ૯ જેના નીચેની જમીન હમેશાં ભીંજાયલી રહે છે તેને રૂદંતી અને સ્રવંતી ( લાણો ) કહે છે ૧૦ જેના પાદડાં થોર જેવાં હોઇ ચીકવાળાં હોય છે અને જે વાનરોને પ્રિય હોઈ ક્યાંઈ ક્યાંઇ પથ્થર નીચે હોય છે, તેને સર્વેશ્વરા કહે છે ૧૧ જેના કંદ ઉપર કેશ હોઈ વેલાને પાદડાં આવે છે, તેને વારાહી કિંવા કુક્કરકંદ કહે છે ૧૨ જેને ચીક હોઈ વેલો હોય છે અને જેનાં પાદડાં અશ્વત્થ ( પીપળા ) જેવાં હોય છે તેને અશ્વત્થપત્રી કહે છે. ૧૩ જે ખાટી હોઈ ઘણી પથરાતી નથી તેને અમ્લપત્રી કહે છે. ૧૪ જેના પાદડાને ગંધ હોઇ ચીક આવે છે તેને ચકોરનાસા કહે છે. ૧૫ જે વેલો હોઇ પાદડાં અશોકવૃક્ષ ( આસોપાલવ ) જેવાં હોય છે અને ચીકવાળાં હોય છે તેને અશોકનામ્ની કહે છે ૧૬ જેના પાદડાં ઉંડણ જેવાં હોઇ સુગંધીમય હોય છે અને જેને ચીક આવે છે તે પુન્નાગપત્રિકા. ૧૭. જે સર્પ જેવી અને સચીક હોઈ વૃક્ષ ઉપર થાય છે અને જેની પાસે બહુજ સર્પ રહે છે, તેને નાગિની કહે છે ૧૮ છત્રાકાર સચીક અને જેના મૂળને એકજ કંદ હોય છે, એવી જે વલ તેને ક્ષેત્રી કહે છે તે પારો બાંધવા વિષે મહા પ્રબળ છે ૧૯ જેનો રસ પીળો, જે ઘણી ઉંચી ન હોઇ સુક્ષ્મ જાતની અને જેના પાદડાં નાદરૂખી જેવાં, હોય છે, તેને સવીર કહે છે. તેના મૂળ, રસ ફળ એણે કરી પારાને ક્ષણમાં બંધન કરે છે ૨૦ જેનાં પાદડાં વાળંદ જેવાં હોઇ રસ પીળો અને જે કોમળ હોય છે, તે દેવીલતા. એનાં પાદડાં પારદબંધન કરવા મહૌષધિ છે. ૨૧ જેના પાદડાં થોરના જેવાં હોઇ રસવાળાં હોય છે, તેને વજ્રવલ્લી કહે છે. ૨૨. ગોરો અને કાળો એવો બે જાતનો ચિત્રો છે તેમાંનો કાળો ચિત્રો ગુપ્ત છે, એ દૂધમાં નાખ્યો હોય તો તે દૂધ કૃષ્ણવર્ણ કરે છે એ બે જાતના ચિત્રક પારો બાંધવાના વિષયમાં સમર્થ છે. ૨૩ જે ડુંગર ઉપર થાય છે અને જેનાં ફૂલ કાળા રંગનાં હોઈ શોભિતાં નથી હોતાં અને તે ઉપર થોડાં ફળ પણ આવે છે, તે કાળપર્ણી. ૨૪. જેના પાદડાં ખાખરા જેવાં હોઈ કાંદામાંથી પીળો રસ નીકળે છે તે પાલાશતિલકા. ૨૫. જે લીલા કમળ જેવી હોઈ પર્વતપર થાય છે તે નીલોત્પલી. ૨૬ જેના પાદડાં લીલાં હોઇ રસ પીળો હોય છે અને જેનો કંદ કુમારી કંદ જેવો હોય છે તેને રજની કહે છે. ૨૭. જેના પાદડાં કળથી જેવાં અને ફૂલ ધોળાં તથા કંદને ગુંદ આવે છે, તે સિંહિકા. ૨૮. જે વધીને ચાર પાદડાં હોય

* શિવલિંગીની વેલ સર્વત્ર થાય છે. એનાં પાદડાં એરંડાની આકૃતિ ખાચાવાળાં હોય છે એને બોર જેવડાં ફળો આવે છે એના ઉપર ધોળા રંગના રેષા હોય છે. એ ફળ પાક્યા પછી લાલ થાય છે એ ફળમાંનાં બીજની બન્ને બાજુએ મહાદેવની લિંગસહિત જળાધારી જેવા આકાર હોય છે. એ બીજ ઘણુંજ ઉત્કટીકારક છે.

હોઇ પાદડા લાલ હોય છે તે દિવ્ય ઔષધી છે, તેને **મહાવલ્લી** કહે છે. ૫૭ જેના પાદડા અને ફૂલ કરેણના જેવા તથા કદ લાલ હોય છે, તે **રક્તકદલી.** ૫૮ જેનો રસ પેજ જેવો હોઇ કાઢો મસ્તક ઉપર પીળો હોય છે અને જેનો રસ ઘણો અને લાલ હોય છે અને પાદડા બિલી જેવા હોય છે, તે **બિલ્વદલા.** ૫૯ જે બિલ્વદલ જેવી હોઇ પારદબંધન કરનારી છે, તેને **રોહિણી** કહે છે. ૬૦ જે વેલ હોઇ રસવાળી હોય છે અને જેના પાદડા રાત્રે સતેજ દેખાય છે: તે **બિલ્વતંકી.** ૬૧ જેનો રસ અને ડાળી ગોરોચન જેવી હોય છે તેને ગોરોચના કહે છે ૬૨ જે નાની હોઇ કાદા અને ફૂલયુક્ત વેલ છે, તેને કદપત્રિકા કહે છે ૬૩ જે નાની હોઇ જેના પાદડા કીટા સિવાય ત્રિકટાં હોય છે તે **વિશલ્યા.** ૬૪. જેને થોડો અને જલદ રસ આવે છે અને જે પર્વત ઉપર થાય છે, તે **કંદક્ષીરા.** આ ચોસઠ ઔષધિ જેની દેવ પણ પૂજા કરે છે તે શુભ દિવસે શુભ નક્ષત્ર ઉપર બલિ-પૂજા ઇત્યાદિ કરી, ક્ષત્રને રક્ષાબંધન આપી અઘોરાસ્ત્ર કિંવા શક્તિબીજ અથવા અઘોર મંત્રનો જપ કરી કાઢી લેવી મુનિએ જે સહસ્ર ઔષધી કહેલી છે તે સમજવુ ઘણુ કઠિન છે તે પારદબંધક વનસ્પતિ તત્ત્વવેત્તા પામેલ હોય છે **પારદભસ્મ, રસસિંદૂરઃ**—પારો દૂધીના રસમા એક દિવસ સરખો ઘુટવો પછી પીલુડીના રસમા ઘુટવો એટલે તેનો દોષ જાય છે. તે પારો ૧૦ ટાંક ગંધક ૧૦ ટાંક તથા નવસાગર ૨॥ ટાંક, એ પ્રમાણે લઇ કજલી કરી કાચની કુપીમા ઘાલી કપડમાટી કરવી તથા તેનુ મુખ બંધ કરવુ પછી વાલુકાયંત્રમા આઠ પહોર પારાને પચન કરવો એ પ્રમાણે સાક્ષાત્ તરૂણ સૂર્ય જેવુ અરૂણવર્ણ, પ્રવાળ જેવા રંગનુ, સંપૂર્ણ કાર્યકારી, માણસોને અત્યંત દુર્લભ એવુ સિંદૂર તેનુ તે ૫ ગુંજા મરીમા આપવુ એટલે અગ્નિને પ્રદીપ્ત કરે છે તથા કામને પ્રદીપ્ત કરે છે એ સંયોગવડે જ્વરાદિ સર્વ રોગનો નાશ કરે છે તથા એ જે જે રોગો ઉપર યોજવામા આવે તેનો આ રસરાજ નાશ કરે છે **ષડ્ગુણ ગંધક–જીર્ણ સિંદૂર**—હિંગળોકમાનો પારો ૧ ભાગ તથા ગંધક ૬ ભાગ લઇ કજલી કરવી તથા કુંવરના રસમા મર્દન કરવી સુકાયા પછી કાચની શીશીમા ભરી તેને વાલુકાયંત્રમા મુકી સાત અહોરાત્ર અગ્નિ આપવો. ટાઢુ થયા પછી એ કાઢી લેવુ આ રસસિંદૂર ૧ વાલ મધમા આપવુ, એટલે સ્તંભન, દેહવૃદ્ધિ, વીર્ય બળ, તેજ, પુરુત્વ અને પુષ્ટિ આપે છે, અને માતેલા હાથી પ્રમાણે જોર આપે છે, તથા પલિત, વંધ્યત્વ તથા સંન્યાસ ઇત્યાદિ રોગોનો નાશ કરે છે એને ભક્ષણ કરનાર એક દિવસમા ૧૦૦ સ્ત્રીઓ સાથે ગમન કરે છે તથા મનને આનંદ આપે છે એ પાચસો જાતના વ્યાધિનો નાશ કરે છે આ ષડ્ગુણ ગંધક–જીર્ણ સિંદૂર વિશ્વામિત્ર ઉત્પન્ન કર્યુ છે **રસસિંદૂરઃ**—શુદ્ધ પારો ૮ તોલા, શુદ્ધ ગંધક ૨ તોલા તથા નવસાગર અર્ધો તોલો, એની કજલી કરી લીંબુના રસમા ખરલ કરવી તથા કાચની શીશીમા નાખી તે શીશીને સાત ફેરા કપડમાટી કરવી. સુકાયા પછી તે છિદ્રરહિત આડ પૂરી રાખવી તથા ઇષ્ટ દેવતા અને પાંચ કુમારીની પૂજા કરી ચૂલા ઉપર રાખી આઠ પહોર અગ્નિ કરવો ટાઢુ

માટલામા ભરવો તે ઉપર મીઠુ નાખવુ અને તે ઉપર બીજુ માટલુ ઉધુ મૂકી સંધિલેપ કરવો અને તે ઉપર જલપટ ધરવો, તથા તેની નીચે દીપાગ્નિ કરવો, એટલે ઉપરના વાસણમા ભસ્મ જામશે તે કાઢી લેવી. (૧૦) પારો કલેઈમા નાખી તેને દીપાગ્નિ આપવો અને આકડાના પાદડાના રસનો વારવાર ચૂવો આપવો, એટલે ત્રણ પહોરમા ભસ્મ થશે. (૧૧) પારો ચિભડાના રસમા ખરલ કરી, ઊર્ધ્વ પાતન કરવુ એટલે તેની ભસ્મ થાય છે. (૧૨) પારામા ફટકડી, સિધવ, અઘેડાના મૂળ, એ પદાર્થ ક્રમવૃદ્ધિએ લઈ, ચતુર્થાશ કાજી નાખી ઘુટવો, એટલે બદ્ધ થાય છે પછી ડમરૂયત્રમા ચૂલા ઉપર મૂકી અહોરાત્ર હલકો અગ્નિ આપવો, એટલે ઉપરના વાસણમા કપૂરના જેવી ભસ્મ જામે છે, તે લઈ સર્વ રોગ ઉપર આપવી. એ વાજીકરણ યોગોમા સપૂર્ણ કાર્ય કરે છે તથા કાતિ અને પુષ્ટિ આપે છે. એનુ નિરતર સેવન કરવુ. આ સિદ્ધ-મુખગમ, એના કરતા બીજુ રસાયન ઉત્તમ નથી.(૧૩) શુદ્ધ પારો ૧ ભાગ, વછનાગ ચતુર્થાશ અને ગધક અષ્ટમાશ લઈ એકત્ર કરી લીબુના રસમા ખરલ કરવો સુકાયા પછી થોરના રસમા ત્રણ પુટ આપવા, પછી આકડાના પુટો જ્યા સુધી ઘટ્ટ થાય ત્યા સુધી આપવા, તથા થાળીમા મીઠુ ભરી તેમા તે પારાનો ગોળો મૂકી ઉપર મ્હોડાપર્યંત મીઠુ ભરવુ, અને ઉપર બીજી થાળી ઉંધી ઢાંકી સધિલેપ કરી ચૂલા ઉપર મૂકી નીચે ચાર પહોર અગ્નિ કરવો. ટાઢુ થયા પછી શુખ જેવી ધોળી, ઉપરની થાળીમા ચોટેલી ભસ્મ કાઢી લેવી. એ યોગવાહિ છે સર્વ રોગો ઉપર આપવી (૧૪) લોઢાના વાસણમા પારો અને આવો ગધક નાખી આઠ પહોર અગ્નિ આપવો તથા તે ઉપર વારવાર થોર અને આકડાનુ દૂધ નાખતા જવુ તથા ખરના લાકડાવડે ઘુટતા જવુ એટલે ભસ્મ થાય છે તે એક ગુજભાર રોગોક્ત અનુપાનોમા આપવી. એ ભસ્મ રસાયન હોઈ કાતિ પુષ્ટિ, બળ, વીર્ય અને અગ્નિને વધારે છે (૧૫)ચંદ્રાશુ રસ— પારો, ગધક અને સિધવ, એ સમાન ભાગે લઈ નાગરવેલના પાનના રસમા ખરલ કરી ગોળો કરવો અને તેને નાગરવેલીના પાદડાનુ વેષ્ટન કરવુ, અને ઊર્ધ્વપાતન યત્રમા મૂકી એક દિવસ અગ્નિ આપવો. પછી ઉપરના વાસણમાંનો પારો લઈ, ત્રણ ગુજા પાનના બીડામા એક મહિનો સેવન કરવો, એટલે સોપદ્રવ ક્ષયનો નાશ થાય છે એની પથ્ય મૃગાક પ્રમાણે કરવી (૧૬) ગધક, ધુવાસ અને પારાને નગોડ તથા કુવેરના રસમા ખરલ કરી પુટ આપવો, એટલે કાળી ભસ્મ થાય છે. એ દેવતાઓને પણ દુર્લભ છે. (૧૭) ગધક અને પારો સમભાગ લઈ કુકરક-દના રસમા મર્દન કરી પુટ આપવા એટલે પારાની પીતવર્ણ ભસ્મ થાય છે તે વલીપલીતનો ( અકાળે ધોળા વાળ થવાનો ) નાશ કરે છે (૧૮) પારો ૧ ભાગ અને કથાઈ ૨ ભાગ, ડીબમા નાખી લીમડાના સોટાએ વારવાર ઘુટવો. અગ્નિ ૧૨ પહોર આપવો, એટલે પારાની પીળી ભસ્મ થાય છે. તે રોગો ઉપર અનુપાન જોઈ આપવી. **પારદભસ્મનાં અનુપાનો**—શક્તિ પ્રમાણે એ ભસ્મ ૧ ગુજાથી ૪ ગુજા પર્યંત આપવી. (૧) **પિત્ત ઉપર**—આમળાનુ ચૂર્ણ અને સાકરમા (૨) **વાયુ ઉપર**—લીંડીપીપરમા (૩) **કફ ઉપર**—આદાના રસમાં

ખરલ કરવી, અને તેની ગોળી કરી તે ગરમી ઉપર ગાયના ઘીમા ઘસી ચોપડવી; એટલે તીવ્ર વ્રણને ભરી લાવે છે. અશુદ્ધ પારો ભક્ષણ કરવાથી અનેક વિકાર થાય છે તે ઉપરઃ—(૧) કારેલીના મૂળ ઘસી પ્રાશન કરાવવા (૨) શુદ્ધ કરેલો ગંધક પાનના બીડામા સેવન કરાવવા. (૩) દ્રાક્ષ, કોળાના કકડા, તુળસી, એલચી, લવંગ, ઝીણી તજ અને નાગકેસર, એમના સમાન ગંધક લઇ તેઓને બે પહોર નવ માત્રાએ મર્દન કરી, ઠંડા પાણીવડે સ્નાન કરવા આપવું એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી પારાના દોષ શાંત થાય છે (૪) નાગરવેલીનો રસ, ભાંગરાનો રસ, તુળસીનો રસ અને બકરીનુ દૂધ એ દરેક પદાર્થ શેર શેર એકત્ર કરી સર્વ અંગે મર્દન કરાવવુ તથા ઠંડા પાણીએ સ્નાન કરાવવુ એ પ્રમાણે ત્રણ દિવસ કરાવવુ. (૫) અસથીઓ, ભાંગરાનો રસ અને મોરો, એ છાશમા નાખી તે છાશ પાવાથી પારાવડે થએલો અતદાર નાશ પામે છે, તથા પારો મૂત્રમાર્ગે બહાર નીકળી જાય છે રસાયન શરીરમાં ઉર્યું હોય તેના ઉપાયઃ—શરપુંખો, દેવડાંગરી પરળ (ઝાડ)ના બિયા અને પીલુડી, એમાથી એકનો કાઢો પીવો.*

# ૨૯—પીતળ.

પીતળ એ મિશ્રધાતુ છે એ તાંબુ અને જસતના મિશ્રણથી થાય છે. પીતળ બે પ્રકારનુ છે, રાજરીતી અને બીજું કાળતુંડી. પીતળ તપાવી કાંજીમા બોળવું એટલે રાતું થાય છે તેને રાજરીતી સોના પીતળ કહે છે તથા કાળું થાય છે તેને કાળતુંડી કહે છે એ કદિ પણ ઔષધ માટે લેવું નહિ. શોધન—(૧) પીતળના પતરા કરી તપાવવા તથા તેલ, છાશ, કાંજી, ગોમૂત્ર અને કળથીના કાઢામા ત્રણ ત્રણ વાર બુઝાડવા એટલે શુદ્ધ થાય છે (૨) પીતળના પાતળા પતરા કરી તપાવી નિર્ગુંડીના રસમા બાળહરડેનુ ચૂર્ણ નાખી તેમા અથવા ખાટા દ્રવમા બાફવા એટલે શુદ્ધ થાય છે મારણ—પીતળ અને કાસાનું મારણ તાંબા જેવુ કરવુ (૧) પીતળના પતરા પાતળા અને શુદ્ધ લઇ તેના સમાન ગંધક આકડાના દૂધમા ખરલ કરી, તે પતરાને લેપ કરવો તથા કોડીઆમા નાખી ગજપુટ આપવો એ પ્રમાણે બે પુટવડે પીતળની ભસ્મ થાય છે પીતળ ભસ્મના ગુણ.—પીતળની ભસ્મ સંપૂર્ણ મેહ, વાયુ, અર્શ, સંગ્રહણી, કફ, પાંડુરોગ શ્વાસ ઉધરસ કમળો અને શૂળનો નાશ કરે છે

# ૩૦—પોલાદ (ગજવેલ).

લોખંડના કરતા પોલાદ સોગણુ વધાર ગુણકારી છે. લોખંડમા ઘણા દોષ છે માટે તે રસાયનક્રિયામા લેવુ નહિ. શોધન—ચોસઠ તોલા ત્રિફળા લઇ આઠગણુ પાણી નાખી અષ્ટમાંશ કાઢો કરવો, તથા વીસ તોલા લોઢાના પતરા લઇ તપાવી સાતવાર તે કાઢામા બોળી કાઢવા એટલે શુદ્ધ થાય છે મારણ:—સંપૂર્ણ

* પારાના દોષની શાંતિને માટે મૂળાના જેવો બીજો ઉપાય ભાગ્યેજ હશે. ચોપડવામા મૂળાનો રસ, ખાવામા મૂળાના પાદડા અને ઔષધ તરીકે પણ મૂળાનાં પાદડાંને સુકવી તેનું ચૂર્ણ આપવુ

કોગળા કરવા. ( ૨ ) **કાનમાંથી પરૂ વહે છે તેને માટે:**—ફુલાવેલી ફટકડીના પાણીની પિચકારી મારવી અથવા ફુલાવેલી ફટકડીનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી નાખવું. ( ૩ ) **સર્પના વિષ ઉપર:**—ફટકડીનો ગાગડો આંખમાં ફેરવવો અથવા અર્ધો તોલો ફટકડી પાણીમાં વાટી આપવી (૪) **ગરમીની ચાંદીઓ ઉપર:**—ફટકડી ફુલાવી ચાંદીઓ ઉપર ચોપડવી. ( ૫ ) **બીજી રીત:**—ફુલાવેલી ફટકડી પાણીમાં ઓગાળી તેમાં કાથો નાખી પિચકારી મારવી (૬) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—ફટકડીના પાણીની પટ્ટી લગાવવી. ( ૭ ) **વીંછી ચડતો બંધ થવા માટે:**—ફટકડીનો ગાગડો દીવા ઉપર તપાવી રસ થવા લાગે એટલે લાગલોજ જ્યાં ચડતો હોય ત્યાં રસ પાડવો એટલે ત્વરિત વેગ શમે છે (૮) **ગર્ભિણીના સ્તનની ડીંટડીએ દાહ થતો હોય તો.**—ફટકડીનું પાણી કરી તે પાણીએ સ્તનની ડીંટડીઓ ધોવી ( ૯ ) **યોનિદાહ ઉપર:**—ફટકડીના પાણીની પિચકારી મારવી. ( ૧૦ ) **આંખોમાંથી પાણી ગળે છે અને પીઆ આવે છે તે ઉપર:**—ફુલાવેલી ફટકડીની વસ્ત્રગાળ ભૂકી, મવા તોલા પાણીમાં નાખી, તે સવાર સાંજ પીંછાવડે આંખમાં આંજવી. ( ૧૧ ) **દાંતમાંથી રક્તસ્રાવ થતો હોય અને દાઢ દુખતી હોય તેના ઉપર:**—ફુલાવેલી ફટકડીની ભૂકી, મધ અને ઘીમાં કાલવી દાંતના મળામાં દિવસમાં બે ત્રણવાર લગાવવી ( ૧૨ ) **પ્રમેહ ઉપર:**—ફુલાવેલી ફટકડી ૧ ચણોઠીભાર લઈ ૨॥ તોલા ત્રિફળાના કાઢાના પાણીમાં ઓગાળી તેની પિચકારી મારવી. ( ૧૩ ) **વાળા ઉપર:**—નાગરવેલના અર્ધશેર પાણીમાં ફુલાવેલી ફટકડી ૧ માસો નાખી આપવી અથવા ફુલાવેલી ફટકડી ગોળમાં આપવી. ( ૧૪ ) **કફ, ક્ષય, કાસ અને શ્વાસ ઉપર:**—ફુલાવેલી ફટકડી મધમાં આપવી (૧૫) **અફીણ ઉપર:**—ફટકડી અને સરકો એકત્ર કરી વાટી આપવો. (૧૬) **પ્રમેહ ઉપર**—ફુલાવેલી ફટકડી, પ્રકૃતિનું માન જોઈ યોગ્ય પ્રમાણથી દૂધમાં ખડીસાકર નાખી આપવી, એથી ઉલટી થશે

## ૩૨—બીડલુણ.

**બીડલુણ:**—લઘુ, ઉષ્ણ, રુચિકર, અગ્નિદીપક, વાતાનુલોમન, રૂક્ષ તથા વ્યવાયી છે, અને શૂળ, વાયુ, મેદ, ગુલ્મ, અજીર્ણ, મલાવષ્ટંભક, આનાહ વાયુ, હૃદ્રોગ જડતા, કફ અને દર્દનો નાશ કરે છે **ઉપયોગ**—( ૧ ) **અજીર્ણ, શૂળ તથા વાયુ ઉપર:**—બીડલુણ લીંબુના રસમાં આપવું ( ૨ ) **વાળા ઉપર.**—ચુનો અને બીડલુણ પાણીમાં વાટી લેપ કરવો.

## ૩૩—મનશીલ.

મનશીલ એ હરતાળનો ભેદ છે એનો રંગ રાતો હોય છે. **મનશીલ:**—ગુરૂ, વર્ણકારક, સારક, ઉષ્ણ, લેખન, તીખું, કડવું અને સ્નિગ્ધ છે, તથા વિષ, શ્વાસ, ઉધરસ, ભૂતબાધા અને રક્તવિકારનો નાશ કરે છે. **અશુદ્ધ મનશીલ:**—બળનાશક, મળબંધન, મૂત્રરોગ, શર્કરા અને મૂત્રકૃચ્છ્રને ઉત્પન્ન કરે છે. **શુદ્ધિ:**—

માટે:—૧૦ તોલા ગરમ પાણીમાં મીઠું નાખી આપવું ઉતાર ઘી અને ભાત.(૨) અરોળી અને કોલેરાનો ઉપદ્રવ ન થવા માટે:—જમવામાં મીઠું વધારે ખાવા આપવું (૩) અવાળુ સુજ્યા હોય તો:—મીઠાના ગાગરાવડે સુજેલા અવાળુ ફોડી પછી ફુલાવેલી ફટકડીની ભૂકી ચોળવી (૪) સોપારી લાગી હોય તો —ઠંડુ પાણી અથ મીઠાનો ગાગરો મુખમાં રાખવા આપવો. (૫) વિષમજ્વર ઉપર — ઉના પાણીમાં મીઠું ઉકાળી આપવું (૬) વાળા ઉપર —ત્રણ તોલા મીઠું આટામાં નાખી તેની એક થેપલી શેકી તે માજરે ખાવી અને આખી રાત જાગવું, એટલે વાળો ગળી જાય છે

# ૩૫—મુરદારશીંગ.

મુરદારશીંગ હિમાલય પર્વતના પ્રદેશ પાસેના ટેકરાઓમાં, આબુના પહાડમાં અને ગુજરાત પ્રાંતમાં ઉત્પન્ન થાય છે એ બે પ્રકારની છે એક નાલિકાખ્ય અને બીજી રેણુકા. તેમાં જે પીળી જડ, ચિકણી, તે શ્રેષ્ઠ તથા સ્વાદ, પિત્ત, લઘુ. જેમાનું સત્વ નીકળી ગએલું તે રેણુકા. મુરદારશીંગ વંગની ઉપધાતુ છે મુરદારશીંગ—ગ્રાહક, ઉષ્ણ કડવી, કાંતિકર, ભેદક, વ્રણરોપણ અને ઉલટી, મળ મૂત્ર તથા પ્રમેહને કરનાર છે અને કફ, વાયુ, ત્રણ, શૂળ, ઉદર, કૃમિ, સોજો, આધ્માનવાયુ, ગુલ્મ, આનાહ, મોળાથકી આવેલો તાવ તથા ઉદાવર્તનો નાશ કરે છે શોધન:—મુરદારશીંગને ચુકાના કાઢાની ત્રણ ભાવના આપવી એટલે શુદ્ધ થાય છે ઉપયોગ:—(૧) ગરમીની ચાંદીઓ ઉપર:—મુરદારશીંગ અર્ધો તોલો અને રાળ ૨ તોલા, એનો ઘીમાં મલમ કરી લેપ કરવો; એટલે ત્રણ જલદી ભરાઈ આવે છે, અથવા એનું અતિશય બારિક ચૂર્ણ કરી તે ચોપડવું, કિંવા એ ચૂર્ણ મધમાં ખરલ કરી ચોપડવું (૨) મૂળવ્યાધિ ઉપર—મુરદારશીંગ માખણમાં ખરલ કરી મસાને ચોપડવી અને શેકવું.(૩) પ્રમેહ અને ઉપદંશ ઉપર:— શુદ્ધ મુરદારશીંગ અર્ધો માસો પાનમાં આપવી.

# ૩૬—મુલતાની માટી.

એ પંજાબમાં ઉત્પન્ન થાય છે. એનો રંગ પીળો હોય છે એ રંગના ઉપયોગમાં આવે છે ઉપયોગ:—(૧) બાળકની ડુંટી સુજી આવી હોય તો:—મુલતાની માટીનો કકડો અગ્નિમાં તપવી લાલ કરી બહાર કાઢવો અને તે ઉપર ગાયનું દૂધ નાખવું, એટલે તે કકડામાંથી વરાળ નીકળે છે, તે વરાળ-વડે ડુંટીને શેક આપવો. એમ દિવસમાં બે વાર કરવું. (૨) ગર્ભિણીને અધુરા માસે રક્તદર્શન થાય તે ઉપર:—મુલતાની માટી ૧ તોલામાં ૬ તોલા પાણી નાખી, રાત્રે કથના વાસણમાં પલાળી રાખવી. પ્રાતઃકાળે તે માટી તેજ પાણીમાં સારી મેળવી કપડાથી ગાળવી. પછી તેમાં થોડી જીરાની ભૂકી નાખી આપવી. (૩) ફોલ્લી ખસ ઉપર:—મુલતાની માટી દહીંમાં અથવા ખોપરાના તેલમાં ખરલ કરી લગાવવી.

# ૩૭—મોતી.

મોતીની ઉત્પત્તિ છીપ, શંખ, હાથી, ડુક્કર, સર્પ, વાંસ, દેડકા અને માછલાંમાંથી થાય છે એવું કહેલું છે. જે મોતી ત્રિકોણ, વ્યંગ, છીપને લાગેલાં, આરક્તવર્ણ, મત્સ્યાક્ષવડે ચિહ્નિત, રૂક્ષ, ઉખર એવાં હોય છે, તે બુદ્ધિમાને ધારણ કરવાં નહિ; તે રોગકારક છે તથા જે નક્ષત્ર જેવાં ગોળ, સ્નિગ્ધ, સ્વચ્છ, નિર્મળ અને જડ હોય છે તે મોતી મહામૂલ્યવાન સિદ્ધિસાધક છે. **મોતી:**—મધુર, વૃષ્ય તથા શીત છે, અને વીર્ય, બળ અને પુષ્ટિ તથા આયુષ્યને આપનારાં અને નેત્રરોગ, વિષ, પિત્ત, ક્ષય, શ્વાસ, અગ્નિમાંદ્ય તથા દાહનો નાશ કરે છે. **શોધન.**—મણિ, મોતી અને પરવાળાં એ જયંતીના (અરણીના) રસમાં દોલાયંત્રવડે ૧ પહોર પચન કરવાં એટલે શુદ્ધ થાય છે. **બીજો પ્રકાર:**—મોતી અમ્લવર્ગમાં, કાગદી લીંબુનો રસ, ગોમૂત્ર તથા દૂધમાં શોધવાં. **મારણ:**—(૧) કુંવાર નાહળજો અને ગોના દૂધમાં મોતી તપાવી બુઝાવવાં. એ પ્રમાણે પ્રત્યેક રસવડે સાત સાત વખત સેવન કરવું એટલે ભસ્મ થાય છે. (૨) **માક્ષિકના મારણ પ્રમાણે:**—મોતી અને પરવાળાનું મારણ કરવું. એ અર્ધગુંજ પ્રમાણે આપવું. **અનુપાનો.**—(૧) **પિત્ત અને પુષ્ટતા ઉપર**—દૂધ અને ખડીસાકરમાં (૨) **ઉરઃક્ષતક્ષય અને નેત્રરોગ ઉપર:**—ઘી અને મધમાં આપવાં.

# ૩૮—મોતીની છીપ.

હિંદુસ્તાનની દક્ષિણમાં સિંહલદ્વીપ પાસેના સમુદ્રમાં અને ઇરાનની અખાતમાં મોતીની છીપો ઘણી મળે છે. એ છીપો પાણીમાં બુડનારા લોક સમુદ્રમાં ડુબકી મારી બહાર કાઢે છે. એ છીપોમાંથી મોતી નીકળે છે. **મોતીની છીપ:**—કડવી, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર અને દીપન છે તથા શ્વાસ, હૃદરોગ અને શૂળનો નાશ કરે છે. **શુદ્ધિ:**—મોતીની છીપ છાશમાં એક રાત્રિ પલાળી રાખવી એટલે શુદ્ધ થાય છે. **મારણ:**—મોતીની છીપ કોલસાના દેવતામાં સારી ફુલાવી કાઢી થયા પછી ખરલ કરી રાખવી. મોતીની ભસ્મના અભાવે આ ભસ્મ આપવી. એના ગુણ પણ તે પ્રમાણેજ, પણ તેનાથી ઓછા છે.

# ૩૯—મોરથુથુ.

મોરથુથુ તાંબાથી ઉત્પન્ન થાય છે. એની વિષમાં ગણના છે. **શોધન:**—(૧) મોરથુથાના સમભાગ બિલાડાની વિષ્ટા લઈ તેમાં મધ અને ટંકણખાર નાખી ખરલ કરી તેને કુલડીમાં નાખી કપડમાટી કરી હલકો પુટ આપવો. એ પ્રમાણે ત્રણ પુટ આપે એટલે શુદ્ધ થાય છે. (૨) મોરથુથુ ખાટા પદાર્થોમાં નાખી તેલવડે સિંચન કરવું, તથા તે ઘોડાના મૂત્રમાં દોલાયંત્રવડે એક દિવસ પચન કરવું એટલે શુદ્ધ થાય છે.* **મારણ:**—ગંધક, ટંકણખાર તથા લીંબુનો રસ એકત્ર કરી તેમાં

* મોરથુથુને તેના જેટલાજ દૂધમાં દિવસ ૫ પલાળી રાખી લોઢાની કડાઈમાં ઘીમાં બાળવું. અને ઘીને ઉડાવવાથી એની ભસ્મ થાય છે.

મોરથુથુ ખરલ કરી ઉંધી કુલડીમા ઘાલી બે કિવા ત્રણ નાના પુટો આપવા, એટલે ભસ્મ થાય છે. મોરથુથાનુ સત્વ:—મોરથુથુ અને ટંકણખારને લીંબુના રસમાં ખરલ કરી ઉંધી કુલડીમા નાખી ભુંગળીવડે સળગાવવુ, એટલે તામ્રરૂપ સત્વ ઉત્પન્ન થાય છે. મોરથુથુ—તીખુ, ખારૂ, વિશદ, લઘુ, લેખન, રેચક અને ચક્ષુષ્ય છે, તથા કફ, કૃમિ અને વિષનો નાશ કરે છે ઉપયોગ.—(૧) વિદ્રાધ, ગુમડાં ઇત્યાદિ પકવવા માટે:—મોરથુથુ અને સાબુ ઘસી લેપ કરવો. (૨) વિંછીના વિષ ઉપર:—મોરથુથુ દહીંમા ઘસી ચોપડવુ (૩) આંખમાંના ખિલ ઉપર:—આંખમા મોરથુથુની સળી ફેરવવી. (૪) વમન થવા માટે—મોરથુથુ ફુલાવી તે ચોખા જેટલું મધમા આપવુ અને ઉપર ગરમ પાણી પુષ્કળ પાવુ. (૫) અમ્લપિત્તને માટે:—મોરથુથુ ફુલાવી ચોખાભાર મધમા આપવુ. (૬) ખરજવા ઉપર:—મોરથુથુ પાણીમા ઘસી લેપ કરવો અથવા મોરથુથુ અને કળીચુનો એકત્ર કરી લેપ કરવો. મોરથુથુ વધારે ઉડે તો ધોળો કાથો પાણીમા ઘસી ઉપર લેપ કરવો (૭) કાડરાના વિષ ઉપર—મોરથુથુ બે કિવા ત્રણ ગુંજા પર્યંત, લોખંડની તવી ઉપર સાધારણ શેકી દહીંમા કાલવી આપવુ, એટલે ઉલટી થઇ કાડરાના વિષથી છાતીમા બાઝેલો કફનો ગઠ્ઠો પડે છે વિશેષ ઉલટી કિવા રેચ થવા લાગે તો ઉતાર કાથાની ભૂકી પાણીમા મેળવી ને પાણી થોડુ થોડુ પાવુ (૮) ગરમીની ચાંદીઓ માટે:—ચાંદીઓ થનાજ તે ઉપર મોરથુથુ અને ગોપીચંદન ઘસી ચોપડવા (૯) અફીણના વિષ ઉપર:—ફુલાવેલુ મોરથુથુ અને ફુલાવેલો ટંકણખાર એ બન્ને ઘીમા આપવા.

# ૪૦—રસકપૂર.*

શુદ્ધિ:—પારો, ફટકડી અને હીરાકશી એ સમભાગ તથા ચીસાશ નવસાગર ખલમા નાખી ખરલ કરવો અને કુંવારના રસની ભાવના આપવી. પછી ડમરૂયંત્રમા ક્રમપ્રમાણે મોટો અગ્નિ સળગાવી પચન કરવુ, એટલે શુદ્ધ રસકપૂર થાય છે. બજારમાંના અશુદ્ધ રસકપૂરની વિષમા ગણના છે એક તોલો અશુદ્ધ રસકપૂરને એક શેર ગાયનુ ઘી નાખી પચન કરવુ, પછી કાઢી ખરલ કરી રાખવુ એ એક કિવા બે ગુંજા

* રસકપૂર ઉડે ત્યારે એ ભયંકર દશા કરનારૂં છે, માટે એ દવા દેખાદેખીથી વાપરવા જેવી નથી. અશુદ્ધ રસકપૂરથી કોઢ, સંધિવાત અને ક્ષુદ્રાદિક રોગ થાય છે, તેમજ પ્રબળ દાહ ઉત્પન્ન કરી મૃત્યુ કરે છે. એની શાંતિ:—ભેંસના છાણનુ પાણી સાકર સાથે આપવુ અથવા ધાણાને પાણી સાથે વાટી સાકર નાખી પાય તો રસકપૂરના વિકારથી મુક્ત થાય છે

એક તોલો રસકપૂર તથા લવંગની નીચેની ડાડી કાપી નાખેલા ઉપલાં ફૂલ તેની ઉપરના પોચા ભાગ સહિત લેવા. પછી તેને કાળી ભાંગરાના દૂધમાં ૮૪ પહોર સુધી ખરલ કરી, ડમરૂયંત્રમાં નાખી બોરડીના મદ અને મધ્ય અગ્નિથી ૪ પહોર સુધી પકવવુ. ડમરૂયંત્ર ઉપર માટીની પાળ બાંધી માંહી પાણી રાખવું; એટલે ઉપરની હાડલીમા રસકપૂરની ભસ્મ ચોટશે. એને રસકપૂરનાં ફૂલ કહે છે.

રૂપું—તુરૂ, મીઠું, અગ્નિદીપક, વીર્યકર, મેધ્ય, આયુષ્ય વધારનાર, પુષ્ટિકર તથા મંગળકર છે અને પાંડુ તથા ક્ષયનું નાશક, કાંતિકારક અને વૃદ્ધોને તરુણ કરનારૂં, મંગળદાયક, પ્રીતિકર, આરોગ્યપ્રદ, પુષ્ટિકર, શ્રેષ્ઠ દેહ, અગ્નિ તથા બળને આપનાર છે. **રૂપાની ભસ્મનાં અનુપાનો**×—એ ૧ ગુંજાભાર આપવું (૧) **દાહ થતો હોય તો**—સાકરમાં આપવું (૨) **વાત અને પિત્ત ઉપર**—ત્રિફળામાં. (૩) **પ્રમેહ ઉપર**—તજ, તમાલપત્ર અને એલચીમાં (૪) **પિત્તવિકારોમાં**—આમળાના મુરબ્બામાં આપવું (૫) શતાવરીમાં લીધાથી **બળ, વીર્ય વધશે અને ભૂખ સારી લાગશે.** (૬) એલચીદાણા, સાકર અને ઘીમાં આપવાથી ઉન્માદ, શિરોરોગ, પ્રમેહ, જ્વર, પિત્ત, ગરમીના સર્વ રોગ દૂર થઈ પુષ્ટતા પ્રાપ્ત થશે.

# ૪૨—રૌપ્યમાક્ષિક (રૂપામુખી).

રૌપ્યમાક્ષિક એ રૂપા પ્રમાણે ધોળું દેખાય છે. એમાં કેટલાક ગુણ રૂપાના જેવા છે. એ રૂપાના અભાવે લેવું. એ કસોટી ઉપર ઘસવાથી ઘસવટે રૂપા જેવું લાગે છે. જડ, સ્નિગ્ધ અને ધોળું રૌપ્યમાક્ષિક તે શુદ્ધ જાણવું. **રૌપ્યમાક્ષિક**:—[illegible] જેવું, સોના જેવું અને તેજસ્વી, એ શોધવાથી અતિ ગુણ આપનાર તથા સેવન કરવાથી પ્રમેહ, કુષ્ટ, કૃમિ, સોજા, પાંડુ, અપસ્માર અને અશ્મરીનો નાશ કરે છે. સુવર્ણમાક્ષિક જેવાજ રૌપ્યમાક્ષિકના ગુણ જાણવા. **શોધન અને મારણ**:—માક્ષિકનું ચૂર્ણ કરી કકોડી, મેઢાશીંગી અને જંબીરી લીંબુ એ ત્રણેના રસમાં એકેક દિવસ ખરલ કરી તપાવવાથી રૌપ્યમાક્ષિક શુદ્ધ થાય છે. એનું મારણ ગેરૂ પ્રમાણે જાણવું.

---

વાર શોધીને પછી હાડસાંકળને વાટી કુલડીમાં નાખી વચ્ચે ચાંદીનું પતરૂં મૂકી માટીકપડ કરી છાણાં મણ ૦ાની આંચ આપવાથી ભસ્મ થાય છે, એમ હસ્તલિખિત પ્રતોમાં છે. અથવા શોધેલી ચાંદીનું પતરૂં તોલા ૧ લઈ તેના ઉપર નેપાળાના બીજ શેર ૦ા (દશ તોલા) વાટી ચોપડીને ગોળ લુગદી કરી સંપુટમાં ગજપુટ આપવાથી પણ ભસ્મ થાય છે, તેમજ દાડમના રસમાં પણ ભસ્મ થાય છે.

મધ સહિત નાગને ત્રણ દિવસ ખાવાથી ચાંદીના દોષથી મુક્ત થવાય છે.

× શોધેલા ચાંદીના એક તોલા ભાર પતરાનો અતરડવડે ઘસી ઝીણો ભૂકો કરી તેને દાડમના બીજના રસમાં ૧૬ પહોર સુધી સારી રીતે ખરલ કરી, જ્યારે ચાંદીની ચમક નજરે ન આવે અને એકરસ દેખાય ત્યારે તેને શરાવસંપુટમાં કપડમાટી કરી, જંગલી (અડાયા) છાણામાં ગજપુટ આપવાથી સર્વોત્તમ ભસ્મ સિદ્ધ થાય છે. એની માત્રા ૧ રતિ માખણ સાથે આપવી. પરેજી બાર માસ સુધી મધ અને કેરી અથવા તેનાથી બનેલા કોઈ પણ પદાર્થ બીલકુલ ખાવા નહિ. આ પ્રયોગ એક માણસે અમારા રૂબરૂ કરી બતાવેલો અનુભૂત છે.

શૂળ ઉપર—મદ્દર આમત્રમા સિજવી તેમા ત્રિફળાનુ ચૂર્ણ નાખી, તે મધ અને ઘીમા આપવા.

# ૪૫—લોહચુંબક.

લોહચુબક એ એક પત્થરની જાત છે લોહચુબક લોઢાનુ આકર્ષણ કરે છ એમા કાતીલાદ્રા પાષાણુનો ચુબક અને ભ્રામક એવા બે ભેદ છે લોહચુબક—લેખન શીતળ તથા લોઢાને આકર્ષણ કરનાર છે અને મેદ, વિષ, જરા, કફ, ક્ષીણતા, મોહ તથા મૂર્ચ્છાનો નાશ કરે છે શોધન—લોહચુબક સરગવાનો રસ અને ખાટા પદાર્થમા પચન કરવાથી શુદ્ધ થાય છે અને પારાની ક્રિયામા ઉપયોગી થાય છે ઉપયોગ —(૧) પથરી ઉપર—લોહચુબકનો ગાગડો ચોખાના ધોવરામણમા ઘસી ત્રણ માસા આપવા એટલે પથરી ગળી જાય છ

# ૪૬—શિરગોળ.

શિરગોળ એ સફદ રગનો અને કાચ પ્રમાણે ચળકનારો પાષાણ છે જમીનમા શિરગોળના થર ને થર થાય છે શિરગોળ કુટી તેની (કલાટી) રગોળી કરે છ. શિરગોળ—ત્રિચિદુષ્ણ તથા રુચિકર છે, અને હૃદ્રોગ, જ્વર શળ ઉષ્ણરસ, આધ્માન અને પિત્તનો નાશ કરે છે ઉપયોગ—(૧) અગ્નિદગ્ધ વ્રણ ઉપર— શિરગોળ પકાવી બારિક કરવા પછી તેમા તેલ નાખી ખરલ કરી તે ચોપડવુ (૨) પ્રદર ઉપર —શિરગોળ પકાવી ચોખાના ધોવરામણમા આપવો. (૩) ઉલટી તથા દાહ ઉપર—નાળીએરનુ પાણી અને પતાસામા શિરગોળ પકાવી આપવો. (૪) પેટમા શૂળ આવતુ હોય તે ઉપર—શિરગોળ પાણીમા ઘસી આપવો

# ૪૭—શિલાજિત.

ગ્રીષ્મ ઋતુમા પવત ઉપર મોટી મોટી શિલા હોય છે તે તાપવડે ઘણી તપી રસ ઝરી એકઠો થાય છે તેને શિલાજિત કહે છે શિલાજિત બે પ્રકારનુ છે એક પવતોત્પન્ન તથા બીજી ખારી ભૂમિમા માટી અને પાણીના સયોગથી થાય છે ને શિલાજિત સૌવર્ણ રાજત, તાત્ર તથા આયસ, એ ભેદવડે ચાર પ્રકારનુ છે તે પીત અને શ્વેત ઇત્યાદિ ભેદવડે ઓળખવુ સૌવર્ણ શિલાજિત જાસુદીના ફુલ જેવુ લાલ હોય છે તે મધુર, કડવુ, શીતળ તથા પાક વખતે તીખુ હોય છે રૌપ્ય શિલાજિત ધોળુ, કડુ, તીખુ તથા પાક વખતે મીઠુ હોય છે તાત્ર શિલાજિત રગે મોરના કઠ જેવુ, તીક્ષ્ણ અને ઉષ્ણ હોય છે, તથા લોહ શિલાજિત રગે ગગધણની પાખ જેવુ, કડવુ, ખારૂ, પાકવખતે તીખુ અને કડુ હોય છે, તે શ્રેષ્ઠ છે સૌવર્ણ શિલાજિત વાયુ અને પિત્ત ઉપર, રૌપ્ય શિલાજિત કફ અને પિત્ત ઉપર તાત્ર શિલાજિત કફરોગ ઉપર અને લોહ શિલાજિત ત્રિદોષ ઉપર આપવુ શોધન—શિલાજિતમા અનેક તરેહના મેલ મળેલા હોય છે, એટલા માટે શોધન કરવુ શોધન —(૧) લોહશિલાજિત સારી બહારનો મળ જવા માટે કેવળ પાણીએ ધોવુ (૨) લોહપાત્રમા કડવો લીમડો, ગળો અને ઘીની ભાવના આપવી.

કરવુ **આરેખુ:*—**શંખના કકડા કોલસાના દેવતામાં લાલ થાય ત્યાં સુધી તપાવી લીંબુના રસમાં ઝબોળવા તથા તાંગિક ખરલ કરી રાખવા. **ઉપયોગ:—** ( ૧ ) **શૂળ ઉપર**—ઘી અધો તોલો અને એક વણોકાભાર શેકેલી હીંગમાં બે ગુંજા શંખભસ્મ આપવી ( ૨ ) **અજીર્ણ ઉપર.**—શંખભસ્મ લીંબુના રસમાં સાકર નાખી તેમાં આપવી. ( ૩ ) **ઉદરસ ઉપર**—એક ગુંજાભાર શંખભસ્મ પાનમાં આપવી. ( ૪ ) **આમાતિસાર ઉપર**—જાયફળનું ચૂર્ણ અર્ધો માસો, ઘી અધો તોલો, એમાં બે ગુંજાભાર શંખભસ્મ આપવી (૫) **આફીણ ઉપર:—** શંખ મધમાં ઘસી અંજન કરવુ ( ૬ ) **ત્રિદોષ શૂળ ઉપર:—**શંખભસ્મ, સિંધવ, હીંગ અને ત્રિકટુનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવુ ( ૭ ) **પરિણામશૂળ ઉપર:—**શંખની ભસ્મ ગરમ પાણીમાં આપવી ( ૮ ) **પ્લીહોદર ઉપર:—** સારા પાકેલા લીંબુના રસમાં શંખભસ્મ ૯–૧૦ માસા નાખી તે પાવી એટલે કાચબા જેવી વધેલી પ્લીહાનો પણ જરૂર નાશ થશે ( ૯ ) **સન્નિપાત સંગ્રહણી ઉપર:**—શંખભસ્મ અને સિંધવ ત્રણ માસા પનત મધમાં આપવુ એટલે કઠિન સંગ્રહણીનો પણ નાશ થશે

# ૪૯—શંખજીરૂં.

શંખજીરૂ એ એક પત્થરની જાત હોઈ એનો રંગ ધોળો હોય છે એ અતિશય મૃદુ હોય છે ઉપયોગ —(૧)**ક્ષત-કામ અને રક્તપિત્ત ઉપર**—શંખજીરાની ભૂકી ઘી અને સાકરમાં આપવી ( ૨ ) **ઉપદંશાદિ સર્વ વ્રણ ઉપર**—ગરમીવડે અંગ ઉપર લાલ અને પ્રમેહના ચાંદા થાય છે તે ઉપર શંખજીરુ ઘી કે માખણમાં ખરલ કરી ચોપડવુ ( ૩ ) **ચાંદાળા વ્રણ ઉપર**—શંખજીરૂ અને પાષાણભેદ ઘીમાં અથવા માખણમાં ખરલ કરી ચોપડવુ ( ૪ ) **ગુમડું, જખમ, ભગંદર અને બદ ઉપર મલમ**—શંખજીરુ ૨ તોલા, ગેરૂ ૧ તોલો, રાળ ૧ તોલો, મુરદારશીંગ ૧ તોલો મીણ ૩ તોલા અને ઘી ૫ તોલા લઈ પહેલા મીણ અને ઘી કઢવા પછી તેમા બાકીના ઓસડ નાખી તપાવીને પાણીથી ધોઈ નાખી, તેના પર પટ્ટી બેસાડવી ( ૫ ) **ખોડા ઉપર:—**શંખજીરૂ, ચીકણી સોપારી અને ધોળા કાથાની ભૂકી માખણમાં ખરલ કરી ચોપડવી ( ૬ ) **કર્ણસ્રાવ ઉપર તથા કાનમાં દાહ થતો હોય તે ઉપર:—**શંખજીરૂ તથા ધોળા કાથાની વસ્ત્રગાળ ભૂકી કરી માખણની પરાશમાં નાખી તે કાનમાં નાખવુ. ( ૭ ) **મુખરોગ ઉપર.**—શંખજીરાનુ ચૂર્ણ માખણમાં કાલવી મ્હોડામાં ચોપડવાથી મુખરોગ સારો થાય છે, અથવા શંખજીરૂ અને ગેરૂનુ ચૂર્ણ ચોળવુ. ( ૮ ) **ઓસાર ઉપર:—**ધોળા કાથાની અથવા શંખજીરાની ભૂકી વારંવાર

* **એક** મહાત્મા શંખના નાના કકડા કરી તેને આકડાનું દૂધ, કુંવારપાઠાનો ગર્ભ, ગરજિભિ, મધ, અરીઠાનો કસુંબો, ગાયનુ દૂધ અને ખાખરાના પાદડાના સૂક્ષ્મ અગ્નિથી જુદાજુદા માન પુટ આપી, આકમો થુવરના દૂધમાં ગજપુટ આપી શંખભસ્મ કરતા હતા.

શુદ્ધ સોનુ ૧ તોલો અને શુદ્ધ ગંધક ૧ માસો લઇ તેનુ બારિક ચૂર્ણ કરી વસ્ત્રથી બાંધવુ, અને પારાની બરાબર ગંધક લઇ તે ઉપર નાખવો. પછી તેપર ફરીથી વસ્ત્ર બાંધવુ અને તે પોટલીને શરાવસંપુટમા નાખી સાંધા બંધ કરવા. પછી તે સંપુટને ભૂધર યંત્રમા રાખી તેને અગ્નિ આપવો, અને તે શીતળ થયા પછી ઉપરથી ગંધક કહાડી નાખી અહિંના ઔષધનુ ચૂર્ણ કરીને મજબૂત વસ્ત્રમા બાંધી ઉપર ગંધક નાખી ફરીથી ભૂધર યંત્રમા અગ્નિ આપવો. આ પ્રમાણે સાત પુટ આપવાથી પણ **હેમગર્ભ** રસ સિદ્ધ થાય છે

**૬૧. આઠમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ:**—શુદ્ધ પારો ૧ ભાગ, પ્રવાલ ૦। ભાગ, રૂપુ ૦। ભાગ, સોનુ ૦। ભાગ અને પારાનો આઠમો ભાગ ગંધક લઇને સર્વનુ બારિક ચૂર્ણ કરી તેની પોટલી બાંધવી. પછી કડાઈમાં ગંધક નાખી તેમા એક પહોર સુધી પચાવવી. પછી બહાર કહાડી ઉપરનુ વસ્ત્ર કહાડી નાખી તેમાનો **હેમગર્ભ** રસ આપવો આ રસ અનુપાન પરત્વે અનેક રોગો ઉપર અપાય છે

**૬૨. નવમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ:**—પારો ૯ તોલા, તામ્રભસ્મ ૩ તોલો, ગંધક ૪॥ તોલા, મોતી ૫ માસા, ગોરોચન ૨। તોલા, સોનુ ૩ તોલા, પ્રવાલ ભસ્મ ૩ તોલા એને કુંવારપાઠાના રસમા ૩૦ દિવસ ખરલ કરી છાયામા સુકવી રેશમના કપડામાં પોટલી બાંધી ગંધકમા શીજવવુ. પછી તેમા કસ્તૂરી ચાર માસા ભેળવવી, એટલે **હેમગર્ભ** રસ સિદ્ધ થાય છે

**૬૩. દશમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ:**—શુદ્ધ હિંગળોક ૧ તોલો, સોનુ ૧ માસો, પારો ૧ માસો અને ગંધક અર્ધો માસા લઇ ચૂર્ણ કરી તેનો આકના દૂધમા ખરલ કરી વસ્ત્રમા પોટલી બાંધી ભૂધર યંત્રમા કુક્કુટપુટ આપવો. વળી પણ તેને વસ્ત્રમા બાંધી તેના ઉપર ગંધક નાખી ફરીને ઉપર પ્રમાણે પુટ આપવો, એટલે આ ગતા રસનો **હેમગર્ભ** રસ સિદ્ધ થાય છે આ સર્વ રોગ ઉપર આપવો એક દોષ, દ્વિદોષ, ત્રિદોષના ઉપર આદુના રસ અગર મધમા એને આપવો.

# ૨—ચૂર્ણો.*

**૧. અજમોદાદિ ચૂર્ણ:**—અજમોદ, વાવડીંગ, સિંધવ દેવદાર, ચિત્રકમૂળ, વરિયાળી, લીંડીપીપર અને મરી એકેક તોલો, બાળહરડે ૫ તોલા, વરધારો ૧૦

* એક મિત્રે આપેલા અનુભૂત પ્રયોગો —

**૧. અતિસાર ઉપર:**—સુંઠ તોલો ૧ ગરમ કરી તેમા સાકર તોલો ૧ તથા અફીણ બે આની ભાર નાખી ઝીણુ વાટી તેની સરખા વજને ત્રણ પડીકીઓ કરવી. તેમાની દરરોજ એકેક પડીકી લઇ ફાકવી.

**૨. અતિસાર ઉપર બીજી ફાકી:**—બાવળીઓ ગુંદર, ખસખસ અને સાકર સરખા ભાગે લઈ તેનુ ચૂર્ણ કરી તોલા ૨ ના અંદાજે સવારે આપવુ.

**૩. પિત્તજ્વર ઉપર:**—હિંગળ તોલો ૦। અને આગરીયુ મીઠુ તોલો ૦। લઈ ઝીણુ વાટી તેની રાત્રે સુતી વખતે ગરમ પાણીથી ફાકી કરવી. એનાથી સહજ રેચ લાગશે. રેચ લાગવા જરૂર નહી પડે.

તોલા અને સુંઠ ૧૦ તોલા. એ સર્વનું ચૂર્ણ કરી ઉષ્ણોદકમાં પાવાથી સોજો, આમવાયુ, સાંધા દુખે છે તે વાયુ, ગૃધ્રસી વાયુ અને કેડ, પીઠ શૂળ, પેટ એ ઠેકાણે શૂળ થાય છે તે તૂની વાયુ, પ્રતિ તૂની, વિશ્વાચી વાયુ અને કફ વાયુનો વિકાર વગેરે તમામ વાયુરોગ દૂર કરે છે

૪. તાવ ઉપર:—શરપંખીરાની જૂડી દૂધમાં આપવાથી ટાઢીઓ તાવ જાય અને દળીને કપડામાં બાંધી ગળ્યા તેમાનું પાણી નીતરી ગયા પછી તેમાં ખાવાથી ઉનો તાવ જાય

૫. હરસ ઉપર:—કબુતરની ચીઠ અને આવળના ફૂલની જરદી(પાંદડી)સમાન ભાગે લઈ તેનું ચૂર્ણ બનાવી ગુલકંદમાં એક માસો ખાવું

૬. વહેતા કાન ઉપર:—ટંકણખારને ઝીણો વાટી કાનમાં ભભરાવી તેના ઉપર લીંબુના રસનો છાંટો પાડવાથી પરૂ બંધ થઈ પીડા મટી જશે.

૭. દંતમંજન.—બદામના છોતરાની રાખ, જાબુના પાદડાની રાખ, દુધેલીને છાયામાં સુકવીને ઝીણી ખાડવી. તે, માયા નંગ ૩, હરડે મોટી નંગ ૦॥, ટંકણખાર તોલો ૦॥, એ છએ ચીજો ઝીણી ખાંડી કપડાથી ચાળી દાતે ઘસવાથી દાતનો દુખાવો મટે

૮. હાલતા દાત ઉપર.—ફટકડી અને માયા સમાન ભાગે ખાંડી કપડાવડે ચાળી દાંતે ઘસવાથી હાલતા દાત મજબૂત થાય.

૯. ગરમીના દરદીને આપવાનો રેચ.—મીંઢીઆવળ તોલા ૬ તાવડામાં ચાડી શેકવી, વરીઆળી તોલા ૨॥ ઘીમાં તળેલી, હિમજ તોલા ૧॥, એલચી તોલો ૧, એ ચીજ ઘી તોલા ૧ માં તળીને તેમાં ખાંડ તોલા ૫ નાખી ખાંડીને ભૂકો કરવો એ ફાકી દરરોજ તોલા ૦॥ પ્રમાણે લેવી.

૧૦. ઠાંસી ઉધરસ ઉપર.—મરી, હીમજ, અજમો, તજ, સુંઠ, સુવા, લીંડીપીપર પાનની જડ એ આઠ ચીજો દરેક એક તોલો, મોટી હરડે નંગ ૧ અને સાકર તોલા ૫ એકત્ર વાટી તેની ફાકી તોલા ૦॥ ના આશરે કરવી.

૧૧. જીર્ણજ્વર (ખખળી) ઉપર:—કડુ, કરીયાતુ, ઇન્દ્રજવ, કાળીજીરી, ગળો એ સઘળા સરખા વજને લઈ ઝીણું ખાંડી કપડછાણ કરવું એ ચૂર્ણ દરરોજ તોલા ૦॥ ફાકવું પરેજી પાળવી.

૧૨. વિરેચક ઉપર:—મીંઢીઆવળ તોલા ૨૦, હિમજ તોલા તોલા ૩, હરડે તોલા ૩ બહેડા તોલા ૨, આમળા તોલા ૨, મજીઠ તોલો ૧, કાળા મરી તોલો ૧ સફેદ નસોતર તોલા ૪, સિંધવ તોલા ૨, એ નવ વસ્તુઓને ઝીણી ખાંડી તેમાંથી દરરોજ સાંજ સવાર ઉના પાણી સાથે ૭ આની ભાર ફાકવી. (રેચક છે).

૧૩. વિરેચક ઉપર (બીજો):—મીંઢીઆવળ તોલા ૧૦ અને સુંઠ, વરીઆળી, સિંધાલુણ અને મજીઠ એ દરેક તોલા ૨॥ પ્રમાણે લઈ ઝીણું ખાંડી તોલા ૧ ના વજનથી સાંજ સવાર ફાકી કરવી. (રેચક છે).

૧૪. અધર વાયુ ઉપર:—આવળના છોડ બાળી તેની રાખને આકડાના દૂધનો પુટ આપી છાયામાં સુકવી ઝીણું કરી કપડાથી ચાળી નાકે તપખીરની માફક સુંઘવું.

૨. અશ્વગંધાદિ ચૂર્ણ:—આસોદ ૪૦ તોલા સુંઠ ૨૦ તોલા, પીંડીપીપર ૧૦ તોલા, મરી ૮ તોલા, ચાતુર્જાત ( તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર ) ૧ તોલો, તજ ૧ તોલો ભારંગમૂળ ૧ તોલો, તાલીસપત્ર ૧ તોલો, કચોરા ૧ તોલો, અજમો ૧ તોલો માયા ૧ તોલો જટામાસી ૧ તોલો ચણકબોબા ૧ તોલો

૧૫. રોમનાશક ચૂર્ણ:—કળીચૂનામા તેનો ચોથો ભાગ હરતાલ નાખી કપડ છાણ કરી રાખવુ. આ ચૂર્ણ પાણી સાથે મેળવી વાળ ઉપર ચોપડી થોડી વાર પછી ધોઇ નાખવાથી વાળ ખરી પડશે

૧૬ બાળકની ખાંસી તથા બકારી ઉપર:—બોરિંગણીના ફૂલ નગ ૪ અને કેસર વાલ ૧ નુ ચૂર્ણ મધ સાથે ચટાડવુ

૧૭ ચોથીયા તાવ ઉપર:—હિંગના ચૂર્ણ નો જુના ઘી સાથે નાસ લેવો.

૧૮ નળબંધ વાયુ ઉપર:—અજમો તોલા ૬ સંચળ તોલા ૨, સિંધવ તોલો ૧, સુંઠ તોલો ૧, લવીંગ તોલા ૨ તજ તોલા ૨ ખોડી અજમો તોલો ૧ તથા મોથ તોલા રા લઇ ઝીણુ વાટી તેમાથી તોલા ાા પ્રમાણે દરરોજ સાંજ સવાર ફાકી કરાવે, તો ઉદર વાયુ અને નળબંધ વાયુ મટે

૧૯ કૃમિ ( કરમિયા ) ઉપર —વાવડીંગ, અજમો વાવડિંગ, પિત્તપાપડો, કચૂરો, હિંગ અને નસોતર સરખા ભાગે વાટી ચૂર્ણ કરી ઉના પાણી સાથે ફાકી લેવાથી કરમ નીકળી પડે અને દરદ મટે

૨૦ અતિસાર ઉપર:—ખોડી અજમો, મોચરસ, સુંઠ અને ધાવડીના ફૂલ સરખા ભાગે લઇ ખાંડી ચૂર્ણ કરી ગાયની છાશમા પીએ તો ઘણો પાતળો ઝાડો થતો હોય તો પણ બધ થાય

૨૧ હરસ અને લોહી ઝરતા હરશ ( દુઝણામસા ) ઉપર:—મરી તોલા ૧૦, સવા તોલા ૨૦, હીરાદખણ તોલો ૧ અને ધાવડીના ફૂલ તોલા ૧ નુ, ચૂર્ણ કરી દરરોજ એક તોલા પ્રમાણે મધમા ચટાડવુ

૨૨ હરસ ઉપર:—ગધકના ફૂલ અથવા શોધેલો ગંધક, મીંઢીઆવળ અને મરીનુ ચૂર્ણ તોલા ૨ થી ૪ સુધી મધમા ચાટવુ. અથવા એરંડીયા તેલમાં તળેલા હિમજનુ ચૂર્ણ મધ સાથે લેવાથી દસ્ત સાફ આવશે અને હરસના દરદની પીડા થશે નહિ.

૨૩. દુઝણા મસા ઉપર:—નાગકેસરનુ ચૂર્ણ તોલો ાા એક તોલા માખણમાં મેળવી દરરોજ સવારે ખાવુ

૨૪. દુઝણા મસા ઉપર ( બીજો ):—મરી ૧ ભાગ, સુંઠ ૨ ભાગ, ચિત્રાનુ મૂળ ૪ ભાગ, સુકવેલુ સુરણ ૮ ભાગ, વાવડીંગ ૪ ભાગ, વરધારો ૬ ભાગ, ત્રિફળા ( હરડા, બહેડા અને આમળા ) ૪ ભાગ અને પીંડીપીપર ૪ ભાગ લઈ, ખાંડી કપડછાણ ચૂર્ણ બનાવી તેમા ૨૦ ભાગ ગોળ મેળવી, તેમાથી દરરોજ સવારમા એકેક તોલો ખાવાથી હરસ, સોજો અને બરોળના રોગીને ફાયદો થાય.

૨૫. દુઝણા મસા ઉપર ( ત્રીજો ):—રસાયની ૨ જે કાળી અને પાકેલી થઈ હોય છે તે દરરોજ સવારે એક વાલ પાણીમાં વાટીને પીવી; અને તે ખાવા.

મોથ ૧ તોલો, રાસ્ના ૧ તોલો, કઠુ ૧ તોલો, ગળો ૧ તોલો અને કોષ્ઠ ૧ તોલો લઇ ચૂર્ણ કરવું આ બધા ચૂર્ણના જેટલી સાકર નાખી તે દરરોજ એક તોલો સવારે આપવું. ઉપર ઘી અને સાકરમાં આપવું. પ્રમેહ ઉપર ચાખણામાં,

પછી ત્રણ કલાકે ખાવું અને અડધો વાલ પાણીમાં ઘસી મસા ઉપર લેપ કરી શીશાની પાટલીથી ગેકવું એટલે હરસ કરમાઇ જશે.

૨૬ જલોદર ઉપર:—ગાર્ડ તોલા ૧ ના ઝીણા કરેલા ચૂર્ણને ગાયના ઝરણા ( ગોમૂત્ર )માં પાવું

૨૭. પ્રમેહ ઉપર:—શિલાજીત તોલો ૧ શુદ્ધ કરીને તેમાં સાકર તોલા ૪ અને ફટકડી તોલા ૨ નાખી ઝીણું વાટી સમાન વજને ત્રણ પડીકાં કરવાં. દરરોજ એક પડીકું બકરીના એક શેર દૂધમાં પાવું. પરેજી સખત પાળવી. માત્ર ઘઉં, મગ અને દૂધ એ ત્રણજ વસ્તુઓ ખાવી મગ અને દૂધ એ બે સાથે કદિ ખાવાં નહિ, નહિ તો ન સમજાય તેવું રસાયણી નુકસાન થાય છે

૨૮ સારણ ગાંઠ ઉપર:—આમાહળદર, સાજીખાર, મેદાલકડી અને હજર-તગર એ ચાર એકેક તોલો. સર્વ ઝીણી ખાંડી ઇન્દ્રવારુણી ( તુમડા )ના ફળને ડગળી કાપી તેમાં ભરી તેને ડગળી બેસાડી તડકે સુકવવું તે સુકાઈ ગયા પછી બારિક ખાંડી તેની વાલ ૨ ના અંદાજે સવાર સાંજ ફાકી લેવાથી પેટમાં ચઢી હોય તે સારણ ગાંઠ મટે

૨૯. ગુમડાંનાં ચાઠા ઉપર:—કાથો અને ગળ સરખા ભાગે લઇ વાટીને ચાઠા ઉપર ભભરાવે તો દિવસ ૭ માં મટે

૩૦ અજાયબ રેચ.—ગોમૂત્ર શેર ૧, મોટી હરડેનું દળ તોલો ૧ાા, નેપાળો તોલા ૧ાા, એરંડાનું મૂળ તોલો ૧ાા મધક તોલો ૧ાા, એળીઓ તોલો ૧ાા, થુવેરનું દૂધ તોલા ૧ાા, મરી તોલા ૧ાા અને ગુડ તોલો ૧ાા, લઇ ઝીણું વાટી મધમાં ખરલ કરવું એ હાથ પગના નખો ઉપર ચોપડવાથી રેચ લાગશે અને સાફ ધોઇ નાખવાથી બંધ થશે.

૩૧ વિસ્ફોટક ઉપર.—હરડા, બહેડા, આમળા, ધોળુ નસોતર, સિંધવ, એ સર્વે તોલા, મરી અને મજીઠ એ એકેક તોલો, મીઠીઆવળ દશ તોલા અને હિમજ ૮ તોલા લઇ ઝીણા ખાંડી કપડછાણ કરી દરરોજ સવારે ૩ ાા—૨ આની ભાર અને સાંજે ૧ તોલા પ્રમાણે ફાકી કરવી.

૩૨ ઝામરવાની દવા —ખારી તુમડીના સુકા ફળનો ગભ તોલા ૨ાા, આમ-ળાનું બીજ તોલો ૧ અને હિંગ તોલો ાા લઇ ઝીણું વાટી કપડછાણ કરી રાખવું આ ચૂર્ણ છીંકણીની માફક નાકે સુંઘાડવાથી ઝામરવાનું દરદ મટે.

૩૩. વાત વિધ્વંસન ચૂર્ણ:—હરીમ ૧, પીંપળીમૂળ ૨, લીંડીપીપર ૬, નીંબાનુણ ૬ મરચણ ૧૨ અને અજમો ભાગ ૧૬ પ્રમાણે સર્વે વસ્તુઓ લઇ વાટી ખાંડી કપડાથી ચાળી ઇન્દ્રવારુણી ( તુમડા )ના રસના ૨૧ પુટ આપવા. એ ચૂર્ણ દરરોજ ાા તોલાના પ્રમાણ મુજબ આપવાથી ઉદરરોગ, શૂળ, આનાહ ( આફરો ), અરોચ આદિ રોગ દૂર થાય છે

શિરોભ્રમણ અને પિત્તવ્યાધિ ઉપર ગોખરૂમાં આપવું. આ ચૂર્ણ જેનો દેહ ક્ષીણ થએલો છે તેના બળની વૃદ્ધિ કરે છે. અને મેદ, ઉદર, મંદાગ્નિ અને કુક્ષિશૂળનો તથા અનુપાનથી બધા રોગોનો નાશ કરે છે

૩. **અક્કલકરાદિ ચૂર્ણ:**—અક્કલકરો, સિંધવ, ચિત્રો, આમળા, મરી, લીંડી-પીપર, અજમો અને હરડે એકેક ભાગ અને સુંઠ ૨ ભાગ, એનું ચૂર્ણ કરી તેને બીજોરાના રસની ભાવના આપી ચૂર્ણ અથવા ગોળી કરવી. એ મંદાગ્નિ, અરૂચિ, ઉધરસ, ગળરોગ, દમ, સળેકમ, પીનસ, ફેફરૂં, ઉન્માદ અને સન્નિપાત ઉપર હિતકારક છે

૪. **આમલક્યાદિ ચૂર્ણ:**—આમળા, ચિત્રો, બાળહરડે, લીંડીપીપર અને સિંધવ સમભાગ લઇ ચૂર્ણ કરવું. એ લેવાથી સર્વ પ્રકારના તાવ દૂર થાય છે, મળા-દિકનો ભેદ થાય છે, રૂચિ થાય છે, કફ દૂર થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે અને અન્નનું પચન થાય છે

૫. **એલાદિ ચૂર્ણ.**—એલચીદાણા, જટામાસી, લવંગ, સુંઠ, લીંડીપીપર, નાગરમોથ, ચંદન, ધાણા, ખારેક, તમાલપત્ર, જેઠીમધ, કાળો વાળો, ધોળો વાળો અને દાડમની છાલ, એ સમભાગ લઇ તે ૬ માસા ચૂર્ણ પાશેર દૂધ અને ૨ તોલા સાકરમાં આપવું, એટલે ઉલટી, કમળો, પાંડુરોગ, મૂત્રકૃચ્છ્ર અને ૨૦ પ્રકારના પ્રમેહનો નાશ થઇ ધાતુ પુષ્ટ થાય છે

૬. **ચંદનાદિ ચૂર્ણ.**—અગર ૧ ભાગ, તગર ૧ ભાગ, વંશલોચન ૧ ભાગ, ધોળું ચંદન ૧ ભાગ, વાળો ૧ અને સાકર ૫ ભાગ લઇ ચૂર્ણ કરીને ૩ અગર ૪ માસા પાશેર દૂધમાં પાવું, એટલે દાહ, પિત્ત અને ઉનવા એ રોગો દૂર થાય છે

૭. **ચોપચીની ચૂર્ણ:**—ચોપચીની ૧૬ તોલા, સાકર ૪ તોલા, લીંડીપીપર, પીપળીમૂળ, મરી, લવંગ, અક્કલકરો, ખુરાસાની અજમો, સુંઠ, વાવડીંગ અને તજ, એ દરેક તોલો તોલો લઇ ચૂર્ણ કરી તે ૬ માસા ચૂર્ણ ગરમ પાણીમાં આપવું એટલે પ્રમેહ, વ્રણ, કોઢ, ઉપદંશ, ક્ષીણતા અને ગરમીના દરદોથી સાંધા પકડાય છે તે વગેરે રોગોનો નાશ થાય છે

૮. **તાલિસાદિ ચૂર્ણ**—તાલિસપત્ર ૧ તોલો, મરી ૨ તોલા, સુંઠ ૩ તોલા લીંડીપીપર ૨ તોલા, એલચીદાણા ૦॥ તોલો, તજ ૦॥ તોલો અને ખાંડ ૩૨ તોલા, એ બધાનું ચૂર્ણ કરી તે ત્રણ માસા આપવું, એટલે અરૂચિ, અજીર્ણ, ઉધરસ, શ્વાસ, જ્વર, ઉલટી, અતિસાર, શોષ, પેટ ચડવું, પથરી, પાંડુ અને સંગ્રહણી, બરોળ, એ રોગો દૂર થાય છે

૯. **ત્રિફળા ચૂર્ણ:**—હરડા, બહેડા અને આમળા, એ ત્રણ ઔષધો સમ-ભાગ લઇ ચૂર્ણ કરવું એને ત્રિફળા કહે છે એ ત્રિફળાચૂર્ણ આપવાથી પ્રમેહ, સોજો, વિષમજ્વર, કફ, પિત્ત અને કુષ્ઠ રોગો દૂર થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે આ ત્રિફળા રસાયની છે. ઘી અને મધમાં ત્રિફળા મેળવી ખાવાથી તમામ નેત્રરોગ દૂર થાય છે.

૧૦ **ત્રિફળા પીપર ચૂર્ણ:**—હરડા, બહેડા, આમળા અને લીંડીપીપરનું ચૂર્ણ કરી મધમાં ચાટવા આપવું, તેથી કરી મળનો ભેદ થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે શ્વાસ, કાસ અને તાવ દૂર થાય છે.

ચૂર્ણ પાચને કરી તથા સ્નેહાદિકે કરી જેનો કોઠો સ્નિગ્ધ થએલો છે, તેને રેચ થવા માટે આપવું. તેથી કરી તમામ રોગ દૂર થાય છે હૃદ્રોગ, પાંડુ, શ્વાસ કાસ, ભગંદર અને અગ્નિમાંદ્યના રોગો ઉપર આ ચૂર્ણ અનુપાનની યોજના કરી આપવું. પેટ ચડ્યું હોય તો મધમાં આપવું ગુલ્મ રોગ ઉપર બોરડીના કાઢામાં આપવું ગુદાની અંદર કાતર પડે છે તેને આમલીની છાલના કાઢામાં આપવું. ઉદર રોગ ઉપર ઉંટડીના દૂધમાં અથવા ગાયની છાશમાં આપવું. વાતરોગીને ઘીમાં આપવું મૃગવ્યાધિ ઉપર દાડમના રસમાં આપવું આ ચૂર્ણ ઘીમાં લેવાથી સ્થાવર તથા જંગમ વિષ દૂર થાય છે આ ચૂર્ણથી સર્વ પ્રકારના દુષ્ટ રોગ દૂર થાય છે

૧૮ પાચક ચૂર્ણ:—એલચીદાણા, ત્રિફળાં, પીપળીમૂળ, ત્રિકટુ, ચિત્રક, શેકલી હીંગ, જીરૂં, વરીઆળી, અજમો, લવંગ, ચાવડીંગ, સિંધવ, સંચળ, બિડ લોણ, બંગડીખાર અને વરાગડું મીઠું સમભાગ લઇ ચૂર્ણ કરી લીંબુના રસની ભાવના આપી તે ૮ માસા આપવું, એટલે અગ્નિ પ્રદીપ્ત થાય છે, મ્હોડામાં રૂચિ આવે છે અને અજીર્ણ તથા પેટ ચડ્યું હોય તે ઉતરી જાય છે

૧૯. પાચક અને રેચક ચૂર્ણ:—ખારેક ૧૦ ભાગ, લીંડીપીપર ૨ ભાગ, જીરૂં ૧ ભાગ, સાકર ૧૦ ભાગ, મરી ૮ ભાગ, સિંધવ ૧ ભાગ, સુંઠ ૨ ભાગ, જાયફળ ૧ ભાગ અને તજ ૧ ભાગ લઇ ચૂર્ણ કરી તે લીંબુના રસમાં કડાઇમાં ગરમ કરી રાખી મૂકવું એ ત્રણ માસા આપવું એટલે અન્નનું પાચન થઇ મ્હોડામાં સ્વાદ આવે છે

૨૦. પિપ્પલ્યાદિ ચૂર્ણ:—લીંડીપીપર અતિવિષ, નાગરમોથ અને કાકડાશીંગનું ચૂર્ણ મધમાં આપવું, તેથી કરી બાળકોનો જ્વરાતિસાર, શ્વાસ કાસ અને ઉલટી એ રોગો દૂર થાય છે

૨૧. મળશુદ્ધિ ચૂર્ણ—સુરવારી હરડે બે ભાગ સોનામુખી બે ભાગ, નસોતર બે ભાગ સિંધવ ૨ ભાગ, મરચાં ૦॥ ભાગ મરી ૦॥ ભાગ અને સુંઠ ૦॥ ભાગ, એનું ચૂર્ણ ૩ માસા રાત્રે ગરમ પાણીમાં આપવું.

૨૨. મળશુદ્ધિનું ચૂર્ણ બીજું:—સોનામુખી ( મીંઢીઆવળ ), બાળહરડે, લીંડીપીપર અથવા વરીઆળી એકેક ભાગ, સિંધવ અથવા સંચળ અર્ધો ભાગ લઇ તે સર્વનું ચૂર્ણ કરી તે ત્રણ માસા ચૂર્ણ રાત્રે ગરમ પાણીમાં ખાવું.

૨૩. મહાખાંડવ ચૂર્ણ:—મરી, નાગકેસર, તાલીસપત્ર, સિંધવ, સંચળ બીડલોણ, સમુદ્રનું મીઠું અને બંગડીખાર એકેક ભાગ, પીપળીમૂળ, ચિત્રો, તજ લીંડીપીપર, આમલીની છાલ અને જીરૂં બબ્બે ભાગ, અમ્લવેતસ ( ન મળે તો ચુકો અથવા ચણાનો ક્ષાર ) સુંઠ, મોટા એલચીદાણા, ચણીબોર, અજમોદ અને નાગરમોથ ત્રણ ત્રણ ભાગ, અને બધાં ઔષધિનો ચોથો ભાગ દાડમની છાલ લેવી. પછી બધાનું ચૂર્ણ કરી, તે ચૂર્ણથી અર્ધી સાકર લઇ મેળવવી. આ ચૂર્ણનું સેવન કરવાથી મ્હોડામાં સ્વાદ ઉત્પન્ન થાય છે અગ્નિ પ્રદીપ્ત થાય છે એ હૃદયને હિતકારક અને કાસ, અતિસાર, હૃદ્રોગ, કંઠરોગ, ઉદરરોગ, મુખરોગ, મોડશી ( કોગળીયું ), પેટ ચડવું, હરસ, ગુલ્મ, જંતુવિકાર, પાંચ પ્રકારની ઉલટી અને શ્વાસ રોગ દૂર કરે છે

૨૪. યવાનીખાડવ ચૂર્ણ:—અજમોદ બે ભાગ, દાડમની છાલ ૮ ભાગ, સુંઠ ૪ ભાગ, આમલીની છાલ ૨ ભાગ, અમ્લવેતસ ૨ ભાગ, ખાટાં બોર ૨ ભાગ, લીંડીપીપર ૫ ભાગ, મરી ૧૧ ભાગ, તજ ૧ ભાગ, સંચળ ૧ ભાગ, ધાણા ૧ ભાગ, જીરૂ ૧ ભાગ અને સાકર ૩૨ ભાગ લઈ ચૂર્ણ કરી તે ૬ માસા આપવું એટલે પાંડુ, હૃદ્રોગ, સંગ્રહણી, જ્વર, ઉલટી, શોષ, અતિસાર, બરોળ, મલબંધ (બંધકોશ) અરોચક, શૂળ, મંદાગ્નિ, મૂળવ્યાધિ, જીભના રોગ અને કંઠરોગ દૂર થાય છે

૨૫. લઘુગંગાધર ચૂર્ણ:—નાગરમોથ, ઇંદ્રજવ, કુમળાં બીલાં, લોધર, માચરસ અને ધાવડીનાં ફુલનું ચૂર્ણ કરી તે છાશમાં ગોળ નાખી આપવું, તેથી અતિસાર દૂર થાય છે

૨૬. લવંગાદિ ચૂર્ણ:—લવંગ, ભીમસેની કપૂર, એલચીદાણા, તજ, નાગકેસર, જાયફળ, વાળો, સુંઠ, શહાજીરૂં, કૃષ્ણાગરૂ, વંશલોચન, જટામાસી, નીલકમળ, લીંડીપીપર, વાળો, ધાણા, ચંદન, તગર અને ચણકબોબા સમભાગ લઈ ચૂર્ણ કરી તેનાથી અર્ધી સાકર લઇ એ સર્વ એકઠું કરવું એ ચૂર્ણ ખાવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, મ્હોંડામાં સ્વાદ આવે છે શરીર પુષ્ટ થાય છે, સ્ત્રીવિષયમાં પ્રબળ થાય છે, વાત પિત્ત અને કફનો પ્રકોપ દૂર થાય છે શક્તિ આવે છે, હૃદ્રોગ કંઠરોગ, શ્વાસ હેડકી સળેખમ ક્ષય, તમકશ્વાસ, અતિસાર, ઉરમાં ક્ષયરોગ થાય છે તે, પ્રમેહ, અરૂચિ, ગુલ્મ અને સંગ્રહણી રોગ દૂર થાય છે

૨૭. બીજું લવંગાદિ ચૂર્ણ:—૮ માસા લવંગ, એલચી અને જાયફળ એ અર્ધો તોલો અને અફીણ ૧ માસા તે સર્વેનું એકત્ર ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં અર્ધો માસો આપવું એટલે દારૂણ મોડશી (કોગળીયું), શૂળ, અતિસાર અને ઉલટીનો નાશ કરે છે

૨૮. ત્રીજું લવંગાદિ ચૂર્ણ:—લવંગ, ચણકબોબા, વાળો, સુખડ, તગર, નીલકમળ, એલચી કૃષ્ણાગરૂ તજ નાગકેસર, લીંડીપીપર, સુંઠ, જટામાસી, નાગરમોથ શુદ્ધ કપૂર જાયફળ અને વંશલોચન, એ દરેક સમાનભાગે લઇ અને ખડીસાકર ૮ ભાગ લઇ સર્વનું ચૂર્ણ કરવું આ લવંગાદિ ચૂર્ણ રૂચિકારક, અગ્નિદીપક તૃપ્તિકારક, બળદાયક પથ્ય અને ત્રિદોષનાશક હોઇ છાતીના રોગ, તમકશ્વાસ, ગળગ્રહ ઉધરસ હેડકી, અરૂચિ ક્ષયરોગ, પીનસ સંગ્રહણી, અતિસાર, ભગંદર, અર્બુદ પ્રમેહ અને ગોળાનો નાશ કરે છે

૨૯. ચોથું લવંગાદિ ચૂર્ણ:—લવંગ, લીંડીપીપર અને જાયફળ દરેક અર્ધો તોલો મરી ૨ તોલા સુંઠ ૧૬ તોલા અને એ સર્વના સમાન સાકર લઇ ચૂર્ણ કરી આપવાથી ઉધરસ તાવ પ્રમેહ અરૂચિ, શ્વાસ, મંદાગ્નિ, સંગ્રહણી વગેરે રોગોનો નાશ કરે છે

૩૦ પાંચમું લવંગાદિ ચૂર્ણ:—લવંગ, ચણકબોબા, લીંડીપીપર, સુંઠ, સુખડ એલચી, નાગરમોથ વંશલોચન વાળો, કૃષ્ણાગરૂ, નાગકેસર, ત્રિફળા, જાયફળ ભીમસેની કપૂર જટામાસી શતાવરી ગોખરૂ, આસંધ, ગળોનું સત્વ અને

સાકર એ સમાન ભાગે લઈ ચૂર્ણ કરી તે સાકર સાથે લેવુ; એટલે ૨૦ પ્રકારના પ્રમેહનો નાશ થાય છે

**૩૧. વડવાનલ ચૂર્ણ**:—સિંધવ ૧ ભાગ, પીપળીમળ ૨ ભાગ, લીંડીપીપર ૩ ભાગ, ચવક ૪ ભાગ, ચિત્રક ૫ ભાગ, સુંઠ ૬ ભાગ અને બાળહરીતકી ૭ ભાગ, એ પ્રમાણે લઈ ચૂર્ણ કરવુ એ લેવાથી અજીર્ણનો નાશ થઇ અગ્નિ પ્રદીપ્ત થાય છે

**૩૨. વૈશ્વાનર ચૂર્ણ**:—સિંધવ ૨ ભાગ, જવખાર ૨ ભાગ, અજમો ૨ ભાગ, સુંઠ ૫ ભાગ અને હરડે ૧૦ ભાગ, એનુ ચૂર્ણ કરી તે ૪ માસા ચૂર્ણ કાંજી, છાશ અથવા ઉના પાણીમા આપવુ, એટલે આમવાત, ગુલ્મ, હૃદ્રોગ, બસ્તિમાંના રોગ, બરોળ, શૂળ, આનાહ અને મળવ્યાધિનો નાશ થાય છે.

**૩૩. શૃંગ્યાદિક ચૂર્ણ**—કાકડાશીંગ અતિવિષ અને લીંડીપીપરનુ ચૂર્ણ કરી તે મધમા આપવુ, એટલે તાવ, ઉધરસ, એ રોગો દૂર થાય છે. અથવા એકલુ અતિવિષ મધમા આપવુ, તેથી કાસ, તાવ તથા ઉલટી એ રોગો દૂર થાય છે

**૩૪. શુંઠ્યાદિ ચૂર્ણ**:—સુંઠ, અતિવિષ, શેકેલી હીંગ, મોથ ઇંદ્રજવ, ચિત્રક, એ ૭ ઔષધોનુ ચૂર્ણ કરી ચૂર્ણથી ચોગણુ ગરમ પાણી લઈ તેમા પાવાથી આમાતિસારનો નાશ થાય છે.

**૩૫. બીજું શુંઠ્યાદિ ચૂર્ણ**—સુંઠ ૬ ભાગ લીંડીપીપર ૬ ભાગ, મરી ૪ ભાગ ખાવાના પાન ૩ ભાગ, તજ ૨ ભાગ અને એલચીદાણા ૧ ભાગ લઇ ચૂર્ણ કરી ચૂર્ણ બરોબર સાકર નાખી આપવુ એટલે હરસ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરુચિ શ્વાસ કંઠરોગ અને હૃદ્રોગનો નાશ કરે છે.

**૩૬ સામુદ્રાદિ ચૂર્ણ**:—મીઠુ, સંચળ, સિંધવ, જવખાર, અજમો, અજમોદ, હરડે, લીંડીપીપર, સુંઠ હીંગ અને વાવડીંગ, એ સમભાગ લઇ ચૂર્ણ કરી તે ૪ માસા ચૂર્ણ ભોજન સમયે પ્રથમ પાચ ગ્રાસ સાથે ખાવા આપવુ, એટલે અજીર્ણવાત, ગુદવાત, ગુલ્મવાત, વાતપ્રમેહ, વિષમવાત, વિષુચિકા, કમળો, પાંડુ, શ્વાસ અને કાસનો નાશ થાય છે

**૩૭. સીતોપલાદિ ચૂર્ણ**:—સાકર ૧૬ ભાગ, વંશલોચન ૮ ભાગ, લીંડીપીપર ૪ ભાગ, એલચીદાણા ૨ ભાગ અને તજ ૧ ભાગ લઈ ચૂર્ણ કરવુ. આ ચૂર્ણ ૩ માસાથી ૬ માસા પર્યંત ૬ માસા મધ અને ૧ તોલા ઘીમાં ખાવા આપવુ એટલે કાસ, શ્વાસ, ક્ષય તથા હાથે પગે દાહ થાય છે તે, અગ્નિમાંદ્ય, જીભ શૂન્ય પડે છે તે, કુક્ષિશૂળ, અરોચક, જ્વર, જીર્ણજ્વર, માથામાં રક્તવિકાર થાય છે તે અને મગજ ખાલી થવાથી થનારા રોગ અને પિત્તવિકાર તથા ઉપદંશ ( ગરમી વિકારથી ઘણા દિવસ પ્રમેહાદિક વિકાર શરીરમા રહેવાથી ઉત્પન્ન થનાર બીજા વિકારો ) એ પણ શમી જઇ સર્વરોગ નાશ થાય છે.

**૩૮. લઘુસુદર્શન ચૂર્ણ**:—ગળોનુ સત્વ, લીંડીપીપર, બહેડા, સુરવારી હરડે, ધોળું ચંદન, કડુ, કડવા લીમડાની અંતરછાલ, સુંઠ અને દેવદાર, એ એકેક ભાગ, કરીઆતું ૨॥ ભાગ, એ સર્વનુ ચૂર્ણ કરી ને ઠંડા પાણીમા આપવું એટલે સર્વ પ્રકારના તાવ જાય છે.

**૫૯. હીંગ્વાષ્ટક ચૂર્ણ:**—સુંઠ, મરી, લીંડીપીપર, સિંધવ, અજમો, જીરૂં, શાહજીરૂં અને સંચળ એ સમભાગ લઈ તેનો આઠમો હિસ્સો હીંગ લઈ એઓનું ચૂર્ણ કરી છાશમાં અથવા ભોજન સમયે પ્રથમ ઘી અને ભાતમાં આપવું, એટલે ગુલ્મ, આમ, અગ્નિમાંદ્ય અને મોડશી ( કોગળીયું ) નાશ થાય છે

**૬૦. હીંગ્વાદિ ચૂર્ણ:**—શેકેલી હીંગ, પહાડમૂળ, બાળહરડે, ધાણા, ઇંદ્રજવની છાલ, ચિત્રક, કચારા, અજમોદ, સુંઠ, મરી, લીંડીપીપર, ગજપીપર, અમ્લવેતસ, વગડાઉ તુળસી, આમલીની છાલ, જીરૂં, પુષ્કરમૂળ, વજ, ચવક, સાજીખાર, જવખાર, સિંધવ, સંચળ, બીડલોણ, બંગડીખાર, વડાગરૂં મીઠું અને સમુદ્રનું મીઠું, એનું ચૂર્ણ ૩-૪ માસા ભોજનના પહેલા અથવા ભોજનના મધ્યમાં આપવું અથવા છાશમાં કિંવા ગરમ પાણીમાં આપવું, એટલે ગુલ્મ, હૃદ્રોગ, અષ્ઠીલા નામે પેટમાં ઉત્પન્ન થાય છે તે, હૃદય, બસ્તિ અને કુક્ષિ એ ઠેકાણાનું શૂળ, ગુદશૂળ, યોનિશૂળ, ઉનવા, મલસ્તંભ, પાંડુ, અરૂચિ, હેડકી, યકૃત્, બરોળ, શ્વાસ, કાસ, કંઠરોગ હરસ અને સંગ્રહણી વગેરે રોગો દૂર થાય છે

**૬૧. મરીચ્યાદિ ચૂર્ણ**—મરી, ચિત્રો અને સંચળનું ચૂર્ણ કરી તે નિત્ય છાશમાં પાવું એટલે સંગ્રહણી, ઉદરરોગ, મંદાગ્નિ, ગુલ્મ અને હરસ વગેરે રોગો દૂર થાય છે

**૬૨ કલ્યાણ ચૂર્ણ**—સુંઠ, મરી, લીંડીપીપર, ચવક, ચિત્રક, ત્રિફળા, બીડલોણ, સિંધવ, મરી, લીંડીપીપર વાવડીંગ કરંજ, અજમો, ધાણા અને જીરાનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં પાવું એટલે વાત, કફ, અપસ્માર, ઉન્માદ, હરસ, સંગ્રહણી અને અગ્નિમાંદ્યનો નાશ થાય છે

**૬૩. નારાચચૂર્ણ:**—લીંડીપીપર ૧ તોલો, નસોતર ૪ તોલા અને સાકર ૪ તોલા લઈ તેનું ચૂર્ણ કરી મધ સાથે ૧ તોલો ખાવું. એ આધ્માન, બંધકોશ, ઉદર કફ, પિત્ત અને શૂળનો નાશ કરે છે

**૬૪. સમશર્કર ચૂર્ણ.**—એલચીદાણા ૧ ભાગ તજ ૨ ભાગ, તમાલપત્ર ૩ ભાગ, નાગકેસર ૪ ભાગ, મરી ૫ ભાગ, લીંડીપીપર ૬ ભાગ અને સુંઠ ૭ ભાગ તથા સાકર ૨૮ ભાગ લઈ ચૂર્ણ કરી આપવું, એટલે હરસ, અગ્નિમાંદ્ય, સોજો અરૂચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદયના રોગનો નાશ થાય છે

**૬૫. ચંદનાદિ ચૂર્ણ:**—ધોળી સુખડ વાળો કોઠ, નાગરમોથ, આમળા, પીપળામૂળ, નીલકમળ, જેઠીમધ, મહુડાના ફૂલ, કાળી દ્રાક્ષ, ખારેક, એનું ચૂર્ણ કરીને તે ચૂર્ણ તેટલીજ સાકર સાથે સવારે ઠંડા પાણી સાથે પીવરાવવાથી રક્તપિત્ત શ્વાસ પિત્તરોગ, સોજો, અમદાહ, માથાની અંદરનો દાહ, માથાનું ભમવું, કમળો, પ્રમેહ અને પિત્તજ્વરનો નાશ થાય છે

**૬૬ એલાદિ ચૂર્ણ:**—એલચી ૧ ભાગ, તજ ૨ ભાગ, મરી ૩ ભાગ, સુંઠ ૪ ભાગ લીંડીપીપર ૫ ભાગ અને નાગકેસર ૬ ભાગ લઈ ચૂર્ણ કરી તે સર્વના જેટલી સાકર મેળવવી. એના સેવનથી ક્ષયરોગ, હરસ, સંગ્રહણી, સોજો, રક્તપિત્ત, રાજયક્ષ્મા કંઠરોગ, અરૂચિ અને બરોળનો નાશ થાય છે.

૪૭. એલાદિ ચૂર્ણ બીજું:—એલચી, લવંગ, નાગકેસર; બોરાના ઠળીયાનો ગર્ભ, ચોખાનો આટો, ગહુંલો, નાગરમોથ, ચંદન અને લીંડીપીપરનું ચૂર્ણ કરી તે મધ અને ખડીસાકર સાથે આપવું; એટલે ત્રિદોષથી થએલ ઉલટી દૂર થાય છે.

૪૮. લવણ ભાસ્કર ચૂર્ણ:—મીઠું ૮ તોલા સંચળ ૫ તોલા, બીડલવણ, સિંધાલુણ, ધાણા લીંડીપીપર, પીપળીમુળ, ચિત્રક, શાહજીરૂં, નાગકેસર, તાલીસપત્ર અને અમ્લવેતસ એ બબ્બે તોલા મરી, જીરૂ, સુંઠ એ એકેક તોલો, દાડમની છાલ ૪ તોલા, તજ અધો તોલો, એલચીદાણા અધો તોલો એ સર્વને ખાંડી બારીક કરવું એને લવણ ભાસ્કર ચૂર્ણ કહે છે દહીંના ચાર તોલા મોળવા સાથે અથવા છાસ સાથે એ ચૂર્ણ આપવાથી વાતશ્લેષ્મથી થએલ ગોળો, વાયુ, અરોળ, ઉદરરોગ, ક્ષય, હરસ, સંગ્રહણી, કુષ્ઠ, વિબંધ, ભગંદર, સોજા, શૂળ, શ્વાસ, ઉધરસ, આમદોષ, હૃદ્રોગ અને મંદાગ્નિનો નાશ થાય છે એ અત્યંત દીપન અને પાચન છે

૪૯. કપિત્થાષ્ટક ચૂર્ણ:—કોઠનો ગર્ભ ૨ તોલા, ખડી સાકર ૧॥ તોલો, ઓડીઅજમોદ, લીંડીપીપર, બીલાનો ગર્ભ, ધાવડી, દાડિમના દાણા અને કોઠમ એ પોણો પોણો તોલો, સંચળ, અજમો, પીપરીમૂળ, વાળો, મરી, જીરૂં, ધાણા, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ચિત્રક, સુંઠ એ દરેક પા પા તોલો લઇ ચૂર્ણ કરવું એના સેવનથી અતિસાર, ઝાડો, ક્ષય, ગોળો અને સંગ્રહણીનો નાશ થાય છે.

૫૦. નારાચચૂર્ણ:—ખડીસાકર ૪ તોલા, નસોતર ૪ તોલા અને લીંડીપીપર ૧ તોલો લઇ ચૂર્ણ કરી તે જમવા પહેલા ૬ માસા મધમાં ચાટવાથી બંધકોશ, વાતરોગ અને પિત્તરોગનો નાશ થાય છે

૫૧ સારસ્વત ચૂર્ણ—કોઠ, આસોદ, સિંધાલુણ, અજમો, જીરૂ, શાહજીરૂં, ત્રિકટુ, પહાડમૂળ, શંખાવળી, ઘોડાવજ એ સર્વ સમાન ભાગે લઇ ચૂર્ણ કરી તેને બ્રાહ્મીના રસની પુષ્કળ ભાવના આપવી. આ ચૂર્ણ બ્રહ્માએ કહેલું છે. તે મધ અને ઘીમાં સાત દિવસ સેવન કરવાથી ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય છે.

૫૨. ન્યગ્રોધાદિ ચૂર્ણ—વડ, ઉમરો, પિંપળો એ દરેકની છાલ, અરડુ, ગરમાળો, આસંધ, આંબાની ગોટલી, કોઠનો ગર્ભ, જાંબુના ઠળીયા, ચારોળી, ધોળો એન (સાજડ), ધાવડી, જેઠીમધ, લોધરની છાલ, વાયવડીંગ, લીમડાની છાલ, કડવા પડવળ, મેઢાશીંગીની છાલ, દારૂહળદર, દાડીના મૂળ, ચિત્રક, પહાડમૂળ, કરંજની છાલ, ત્રિફળા, ઇન્દ્રજવ અને ભીલામા, એ સર્વ સમાન ભાગે લઇ ઝીણું ચૂર્ણ કરવું. એ મધમાં સેવન કરવું અને તેના ઉપર ત્રિફળાનો કાઢો પીવો, એટલે મૂત્રદોષની શુદ્ધિ થાય છે અને વીસ પ્રકારના પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર અને પ્રમેહપિટકાનો નાશ થાય છે.

૫૩. સાખરૂંડ ચૂર્ણ—ભાંગ, સાકર, પડવાસ અને જીરૂં એનું ચૂર્ણ દહીંમાં નાખી આપવું, એટલે આમાતિસાર અને રક્તાતિસાર એ તુરત દૂર થાય છે.

૫૪ મુસલ્યાદિ ચૂર્ણ—કાળી મુસળી, તાલીમખાના અને ગોખરૂ એ અનુક્રમે ૧—૨ અને ૩ ભાગ લઇ ચૂર્ણ કરી તે પ્રાત:કાળે અર્ધા તોલાથી ૧ તોલા સુધી ગરમ દૂધમાં સાકર નાખી તેમાં ૨૧ દિવસ સેવન કરવાથી વાજીકરણ (સ્ત્રીસંભોગની શક્તિ) થાય છે.

૨. મરીઆદિ વટિકા—મરી ૧ ભાગ, લીંડીપીપર ૧ ભાગ, જવખાર ાા ભાગ અને દાડમની છાલ ૨ ભાગ એનું ચૂર્ણ કરી, ગોળ આઠ ભાગ લઈ તેમાં તે ચૂર્ણ નાખી ૪ માસાની ગોળીઓ કરવી. તે ગોળી મ્હોડામાં રાખવી; એટલે બધા પ્રકારના કાસ રોગ દૂર થાય છે.

---

કણક ચાલવી દેવતાના નિર્ધૂમ અંગારા ઉપર પકવવી. પાકી રહે ત્યારે બોર કહાડી નાખી ભાખરીનું સમાન ઝીણું વાટી તેની જંગલી ઝીણા બોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળીઓ દરરોજ સવાર સાંજ એકેક આપવી.

૫. ઉપદંશ ઉપર:—મોરથુથુ તોલો ૧ લઈ ઠીકરીમાં નાખી દેવતા ઉપર મૂકી ખૂબ શેકવો. તે જ્યારે પોતાનો મૂળ રંગ બદલી સફેદ થાય ત્યારે તેને આરસ પહાણની ખરલમાં નાખી ઝીણું વાટી, તેમાં લીંબુનો રસ નાખીને ખૂબ ઘુંટવું. તે રસ એ મોરથુથુ પી જાય એટલે તેમાં બીજા લીંબુ નીચોવી વળી ઘુંટવું. એ પ્રમાણે ઉપરાઉપરી લીંબુનો રસ તેમાં નીચોવતા જવા પુરેપુરા ૧૦૦ લીંબુનો રસ પચન કરાવી નાખવો પછી તેની મગ જેવડી ગોળીઓ વાળવી. એ ૧૦૦ લીંબુનો રસ પાતા વધારે દિવસો લાગે તેની દરકાર નહિ, પરંતુ તેને આસાઈ જવા માટે નડે કંઈ મૂકવું નહિ. એ તૈયાર થએલી ગોળીઓ યોગ્ય માત્રાથી આપવાથી ઉપદંશ (ચાંદી) અને વિસ્ફોટક આદિ રોગો જાય. પરેજી પાળવી ઘઉંની રોટલી, ઘી, દૂધ અને સાકર સિવાય કંઈ ખાવું નહિ. વળી એનાથી ઉલટી થાય તો તે રોકવા માટે એલચીના ફોતરા કહાડી નાખેલા ચવરાવવા. **એની માત્રાનું પ્રમાણ જાણવાની રીત:**—દર્દીએ પહેલા દિવસે એક ગોળી ગળી જવી બીજા દિવસે બે, ત્રીજા દિવસે ત્રણ, એમ જ્યાં સુધી તેને ઉલટી ન થાય ત્યાં સુધી તેને દરરોજ એકેક વધારે આપતા જવી. જ્યારે ઉલટી થાય તે દિવસે જેટલી ગોળીઓ ગળાવી હોય તેનાથી એક ઓછી ગોળી તે દર્દીના માટે દરરોજ આપવાની માત્રા છે એમ સમજવું. થએલી ઉલટી રોકવાને એલચી ચાવવા આપવાનું ભૂલવું નહિ.

૬. વાસી વિકારથી શરીર ઉપરનાં ચાઠાં ઉપર:—ઇંદ્રવરણી (તુંબડા) નગ ૨, અંબર તોલા ૩, મીઠીઆવળ તોલા ૪, આમળા તોલા ૪, નસોતર તોલા ૩, હરડાની છાલ તોલા ૩, બહેડાની છાલ તોલા ૩, ગરમાળાનો ગર્ભ તોલા ૩, ગુલાબના ફુલ તોલા ૩, કાળો ગુંદ તોલા ૩, ગુગળ તોલા ૩, મધ તોલા ૩ અને ગાયનું ઘી તોલા ૩, એ તેરે ચીજો એકત્ર વાટી તેની જંગલી બોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળીઓ દરરોજ સવારે ૨ અને સાંજે ૨ ગળી જવી.

૭. તાવ ઉપર:—કાળા મરી, આમળાં અને લીમડાની લીંબોળી માંહેનો મગજ, એ ત્રણે સરખા વજને લઈ કુંવારના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. દિવસમાં ત્રણ વખત બબે ગોળી આપવાથી તાવ જાય.

૮. તાવ સાથે બકારી, પેટપીડ અને અનાજ ન ભાવતું હોય તેના ઉપર:—ચંદ્રોદય તોલા ૩ અને હિંગ તોલો ાા (એક બાજુએથી શેકવી) લઈ ઝીણા વાટી ગોળમાં ચણા જેવડી ગોળીઓ વાળવી. એમાંથી દરરોજ સાંજ સવાર બબે ગોળીઓ આપવી.

**૨૪. શંખવટી.**—આમલીનો ખાર ૪ તોલા, પંચલવણ (સિંધાલુણ, સંચળ, સાંભરમીઠું, બીડલવણ અને મીઠું) ૪ તોલા એને લીંબુના રસમાં વાટી તે રસમાં ચાર તોલા શંખને ગરમ કરી તેમાં તે બળી જતા સુધી વારવાર બુઝ-કારવો પછી હીંગ, સુંઠ, મરી, લીંડીપીપર એ દરેક એકેક તોલો અને પારો ગંધક વછનાગ એ ત્રણ પા પા તોલો લઇ સર્વને લીંબુના રસમાં ખરલ કરી વાલ વાલની ગોળીઓ કરવી એના સેવનથી ક્ષયરોગ, સંગ્રહણી, ઝાડા, અજીર્ણ, મંદાગ્નિ, શૂળ, પરિણામશૂળ ઇત્યાદિ રોગનો નાશ થાય છે

**૨૫. સંજીવની ગુટિકા:**—વાવડીંગ સુંઠ લીંડીપીપર, હરડે, ચિત્રક, બહે-ડા, ઘોડાવજ ગળો ભીલામાં અને વછનાગ એ ૧૦ સમાન ભાગે લઇ ગોમૂત્રમાં ખરલ કરી, ચણોઠીના વજન પ્રમાણે ગોળીઓ કરવી અને તે આદુના રસમાં આપવી. અજીર્ણમાં એક ગોળી કોલેરા ઉપર બે ગોળી, સર્પદંશ ઉપર ત્રણ અને સન્નિપાત ઉપર ચાર ગોળી આપવાથી મનુષ્યને સંજીવન કરે છે, એથી એને સંજીવની ગુટિકા કહે છે

**૨૬ જાતિફલાદિ ગુટિકા.**—જાયફળ, સિંધાલુણ, હિંગળો, કોડીની ભસ્મ, શુદ્ધ અફીણ ધતુરાના બી લીંડીપીપર એ આઠે સમાન ભાગે લઇ લીંબુના રસમાં અથવા ધતુરાના કાઢાની અથવા ભાંગના કાઢાની ભાવના આપી રતિ રતિ પ્રમાણે ગોળીઓ કરવી કોગળીઆ ઉપર ૧ પૈસાભાર છાસ શેકેલી હીંગની અણુ જેવડી કાકરી અને સિંધાલુણ એક માસો એકત્ર કરી તેમાં એ ગોળી એક આપવી એટલે તત્કાળ ઝાડા ઉલટી બંધ થાય છે આ ગોળી નાગરવેલના પાનની બીડીમાં આપવાથી વીર્યવૃદ્ધિ થાય છે,

**૨૭ અશ્વિચોળી ગુટિકા:**—શુદ્ધ પારો, ગંધક, ટંકણખાર, વછનાગ, સુંઠ મરી, લીંડીપીપર હરડાં બહેડાં, આમળાં, હરતાલ એ સર્વ સમાન ભાગે લઇ સર્વના સમાન શોધેલો નેપાળો નાખી ભાંગરાના રસની તેને ૨૧ ભાવના આપી ચણોઠી જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી આદુના રસમાં અથવા ઉના પાણી સાથે અથવા યથાયોગ્ય અનુપાન સાથે આપવાથી વાતશૂળ, ઉરસ્તંભ, શ્વાસ, ક્ષયરોગ, વગેરે ઘણા રોગનો નાશ કરે છે ×

---

–મોટા ઝાડોની અંતરછાલ અને નાના ઝાડોના મૂળને બાળી તે રાખ પાણીમાં પલાળી રાખી તે પછી ઠરવા દઇ ઉપર ઉપરનું નીતરું પાણી નીતારી લઇ તે પાણી ઉકાળવાથી વનસ્પતિનો ખાર નીકળે છે.

× એને 'શ્વાસચોળી' પણ કહે છે એના ઉપર કેટલાક ગ્રંથોમાંથી આ પ્રમાણે અનુપાનો મળી આવે છે ૧ સંગ્રહણી ઉપર ૧ ગોળી જાયફળના કાઢાના ઘોળવા સાથે આપવી. ત્રણ દિવસ સુધી બરાબર એકેક ગોળી છાશની સાથે ખાવી અને બીજી ખાવી અને મીઠી ચીજ ન ખાવી. ૨ જેને અજીર્ણ હોય અને પેટમાં દુખતું હોય તેને એક ગોળી ઘીની સાથે આપવી. ૩. સાપના ઝેર ઉપર હરણીના પગની પીંડીને છેદી થોડું લોહી કહાડી તે ગોળીને પાણીમાં ઘસી તે જગ્યાએ ચોપડવી. ૪ મૂર્છાવાળાને આદુના રસની સાથે બે ગોળી ખાવા

૨૯. જ્વરકેસરિ ગુટી:—શુદ્ધ કરેલો પારો, વચ્છનાગ, સુંઠ, મરી, લીંડીપીપર, ગંધક, ત્રિફળા, નેપાળો એ સર્વ સમાન ભાગ લઈ ભાંગરાના રસમાં ખરલ કરીને રતિના પ્રમાણથી ગોળીઓ કરવી. પરંતુ એ ગોળી બાળકોને સર્ષપના આકાર જેવડી આપવી. નાળીએરના પાણી સાથે એ ગોળી સર્વ જ્વરનો

---

તો લોહી નીકળતું બંધ થાય. ૩૫. સુંઠ અને સ્ત્રીના દૂધ સાથે ઘસી આ ગોળી કાનમાં નાખે તો કાનના રોગ જાય. ૩૬ તુલસીના રસ સાથે ખાય તો તરીઓ તાવ જાય. ૩૭. ભાંગરાના રસની સાથે ખાય તો શરીરની સુસ્તી જાય. ૩૮. નગોડના રસ સાથે ખાય તો પ્રમેહ જાય. ૩૯. લીંડીપીપર અને મધ સાથે આ ગોળીનો લેપ કરે તો સન્નિપાત જાય. ૪૦. જુના ગોળ સાથે ખાય તો સુખડુંગંધ જાય. ૪૧ આમળાના ચૂર્ણ સાથે ગોળી ખાય તો સર્વે જાતની ગરમી જાય. ૪૨ આમળાના ચૂર્ણ સાથે એક વરસ દિવસ ખાય તો નિરોગી થાય. ૪૩. મધ સાથે ખાય તો બળ ઘણું થાય. ૪૪. મધની સાથે ઇંદ્રિય ઉપર લેપ કરે તો સ્ત્રી અતુલ પ્યાર કરે. ૪૫. ખારેકના ઠળીઆ સાથે આ ગોળી ખાય તો વાંઝણીને ગર્ભ રહે ૪૬ લીંડીપીપર અને હીંગ સાથે આ ગોળી ખાય તો હરસનો નાશ કરે છે ૪૭ આસની સાથે આ ગોળી ખાય તો શરીરના સોજા જાય ૪૮ સુંઠના ચૂર્ણ સાથે આ ગોળી ખાય તો હસ્તક્રિયા (હાથના પ્રયોગથી વીર્ય કહાડવાથી થયેલ નામર્દાઈ)નો રોગ જાય. ૪૯ જાવંત્રી સાથે ખાય તો વાંઝણીને પુત્ર થાય. ૫૦. ઉટકંટારીની સાથે ખાય તો પેટમાંનો શૂળ તુરત શાંત કરે ૫૧ ધોળી ચણોઠી સાથે ઘસીને આંખમાં આંજે તો આંખના રોગો જાય. ૫૨ લીમડાના ફૂલની સાથે આ ગોળી ખાય તો સાપનું ઝેર ઉતરે. ૫૩. લીંમડાના પાંદડા સાથે ખાય તો તાવ જાય. ૫૪ લીંડીપીપર સાથે ખાય તો અરુચિ રોગ જાય. ૫૫. સંચળ સાથે ખાય તો પેટનો મળ ઉતરે. ૫૬. ભાંગરાના રસ સાથે ખાય તો સન્નિપાત જાય. ૫૭. ઇંદ્રજવ સાથે ખાય તો શરીરને પુષ્ટ કરે ૫૮ મધની સાથે ખાય તો વાનો ગોળો જાય. ૫૯ આમળીના રસ સાથે ખાય તો પિત્તજ્વર જાય. ૬૦. તુલસી અને દાડમના દાણાના રસ સાથે ખાય તો શૂળ જાય. ૬૧ તુલસીના રસમાં ઘસીને આંજે તો રતાંધળાપણું જાય. ૬૨ ધોળી ચણોઠીમાં ઘસી આંખમાં આંજે તો ફુલું જાય. ઇત્યાદિ ઇત્યાદિ.

આ ગોળીની બનાવટ પણ જુદી જુદી રીતે જુદા જુદા ગ્રંથોમાં બતાવેલી જણાય છે ઉક્ત ગોળીમાં ૧૧ ચીજો સમાન અને એ બધાની બરાબર નેપાળો લેવાનું લખેલ છે, ત્યાં બીજા ગ્રંથોમાં નેપાળો દરેક ચીજની બરાબર નાખવાનું કહેલ છે વધઘટ નાખવાનું જણાવ્યું નથી. એક ગ્રંથકાર પારો, ગંધક, હરતાલ, સોમલ, વચ્છનાગ, સુંઠ, મરી, લીંડીપીપર, કડુ, હરડેની છાલ, ટંકણખાર, વચ્છનાગ, ચિત્રો, સોમલ, નેપાળો, હીંગ અને ગોખરૂ આ પંદર ચીજો સમાન લેવાનું કહે છે. વળી બીજા ગ્રંથમાં પારો, સુંઠ, નેપાળો, હરડા, બહેડાં, આમળા, નસોતર, કડુ, વચ્છનાગ, હરતાલ હિંગળો, મરી, ટંકણખાર, અફીણ, લવંગ, જાયફળ, જાવંત્રી, મધુપીપર, વાવડીંગ આ ઓગણીસ ચીજો ભાંગરાના રસમાં ૭ દિવસ સુધી

નાશ કરે છે. નાળીએરનું પાણી દરરોજ ત્રણ તોલા પીવું સાકર સાથે એ લેવાથી પિત્તજ્વરનો નાશ કરે છે મરીની સાથે લેવાથી સન્નિપાતજ્વર હરે છે લીંડીપીપર અને જીરા સાથે દાહજ્વરની નાશક છે વળી આ જ્વરકેસરિ ગોળી વિષમજ્વર, ભૂતજ્વર, બરોળ, અગ્નિમાંદ્ય, અજીર્ણ, સોજો, ગળામહિત અજીર્ણ, ગોળો, અઢાર પ્રકારના કોઢ અને પિત્તરોગનો નાશ કરનારી છે

૩૦ ચન્દ્રપ્રભા ગુટિકા:—કચૂરો ( નરકચૂરો ), ઘોડાવજ, નાગરમોથ, કરિયાતુ, દેવદાર, હળદર, અતિવિષની કળી, દારૂહળદર, પીપળીમૂળ, ચિત્રક, ધાણા, હરડાં, બહેડાં, આમળાં, ચવક, વાવડીંગ, ગજપીપર સુંઠ, મરી, લીંડીપીપર, સુવર્ણમાક્ષિક ભસ્મ, રૂપામુખી ભસ્મ, જવખાર, સાજીખાર, સિંધાલુણ, સંચળ અને બીડલવણ, આ ૨૭ ઓષધિ ત્રણ ત્રણ માસાના વજને લેવા અને નસોતર, દંતીમૂળ, તમાલપત્ર, તજ, એલચી અને વંશલોચન એ ૭ ઓષધો એકેક તોલો લઇ એ સર્વેનું ચૂર્ણ કરવુ, અને લોહભસ્મ ૨ તોલા, ખડીસાકર ૪ તોલા, શિલાજીત ૮ તોલા અને ગુગળ ૮ તોલા લઇ એ તમામ ઓષધોને ત્રિફળાના કાઢામા ખરલ કરી ગોળીઓ કરવી. આ ચન્દ્રપ્રભા ગુટિકા સર્વ રોગનો નાશ કરે છે

૩૧. વત્સનાગ ગુટી:—કલાઇની ભસ્મ ૩ ભાગ મરી ૫ ભાગ અને વછનાગ ૭ ભાગ લઇ ચૂર્ણ કરી તેને આદુના રસમા ખરલ કરી રતિ પ્રમાણ ગોળીઓ કરી તે આદુના રસમા આપવી, એટલે વાતરોગ અને કફનો નાશ થાય છે

૩૨. કુચલા ગુટી:—ઝેરકોચલાને ગાયના પાણીમા પલાળી રાખી સવારે તેને ચોળી તેના ઉપરથી છાલ કહાડી નાખી તેને ઘીમા તળી નાખવા. બળવા દેવા નહિ પછી તેનું ચૂર્ણ કરી તે ૧૦ તોલા લેવુ પછી સુંઠ ૧ તોલો મરી ૧ તોલો, ચણા ૧ તોલો, ધાવડીના ફૂલ ૨ તોલા સિંધાલુણ ૧ તોલો, અતિવિષની કળી ૧ તોલો આમળા ૧ તોલો એ સર્વને એકત્ર કરી ખાંડી ચૂર્ણ કરી ઝેરકોચલાના ચૂર્ણમા મેળવવુ પછી સર્વથી ત્રણ ગણી ખડી સાકર લઇ ચાસણી કરી તેમા તે ચૂર્ણ નાખી ગોળીઓ જંગલી બોર જેવડી કરી તે દરરોજ સાંજ સવાર સેવન કરવી, એથી અગ્નિમાંદ્ય, તાવ સંગ્રહણી, અતિસાર, શૂળ અને વાતરોગ એ દૂર થાય છે.

૩૩ શીતજ્વરારિ વટી:—હરતાલ અને ચુનો સમભાગ લઇ તેને કેળના પાણીની ત્રણ દિવસ ભાવના આપીને પછી મગ જેવડી બારિક ગોળીઓ કરી, તે ગોળી સાકરમા ૧ કે ૨ અથવા ૩ દિવસ આપવી એટલે શીતજ્વર દૂર થાય.

૩૪. ભક્ષાતક વટી:—અજમો ૨, ખુરાસાની અજમો ૨, કિરમાણી

ખરલ કરવાનું કહે છે વળી એક ચોપાઇ અમારા સાભળવામા આવેલ છે કે –
રસ વિષ ગંધક અરુ હરતાલ ત્રિકટુ ત્રિફલા ઔર જમાલ ભૃંગરાજ રસ બાંધે ગોળી કહે ગોરખ યહ પીડા ચોળી " આ પ્રમાણે બનાવટ, વસ્તુઓનું માપ અને અનુપાનો અનેક પાઠાતરવાળા વાચનામા આવે છે કેટલાક લોકોને વાપરતા જોઇએ છીએ પણ પોતાની ચોર સ્થિતિના પ્રભાવે તેઓ છુપાવતાજ રહે છે; પરંતુ એવા મનુષ્યોએ લોકહિતની ખાતર પોતાના અજમાવેલ અખતરા પ્રસિદ્ધિમા મુકવા જોઇએ.

